પોકાર:  વાર્ષિક ભેટ: ૧૯૨૯:

# જવન વ્હેણ


પ્રકાશક:
ડાહ્યાભાઈ નાયક.

લેખક:
વસન્ત નાયક.



→ અંબેલાલ ભીમભાઈ દેશાઈ. ←

ડે. ઝવેરચંદ કૃષ્ણાજી બીલ્ડીંગ, નવાપુરા કરવા રોડ-સુરત.

શ્રીયુત-

## અંબેલાલ ભીમભાઈ દેશાઈને-

અનાવિલ પોકારના ૧૯૨૮ ની
સાલના સૌ સહાયકોમાં વધુમાં
વધુ જે મદદ કરી છે તે માટે
ચાલુ સાલની ભેટ સાદર
અર્પણ કરીએ છીએ.—

—ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક.

# મ્હારા તરફથી

શ્રી, બાદુભાઈ મ્હારા લખાણ માટે ઉપોદ્‌ઘાતમાં 'શું' લખશે ?' એ પ્રશ્ન મ્હને કદી ઉદ્‌ભવ્યો નથી. મ્હારાં લખાણની સફળતાનું કે અફળતાનું મ્હને સમ્પૂર્ણ ભાન છે.

જુવાનો એને વખાણશે. વ્યવહારૂઓ એને 'બન્ડવૃત્તિ' માં લેખશે. ભાષાશાસ્ત્રીઓ વળી 'નંખાઇ' કે 'શાતી કરેલી નયન' વગેરે ભૂલોને અક્ષમ્ય ગણશે. પણ આજે હું મ્હારી ત્રુટીઓ તપાસવા ન બેસું. આ જગતપટ પર પ્રવાસ કરતાં ઘણાં કડવાં મધુરાં ચિત્રપટો અન્તરમાં આન્દોલન જગાવે છે. સત્ય કહું તો આપણી હાલની સમાજ રચનામાંથી મધુરાં ચિત્રપટો મ્હને તો ખાસ નથીજ દેખાયાં. અને દેખાયાં હશે તો તે કડવાં ચિત્રપટોનાં વેગી વ્હેણમાં અદ્રશ્ય થયાં હશે. પણ પ્રભુના આ પ્યારા બાગમાં આ કટુવ્હેણ શાં ? "જગત ? પ્રભુ એ તો ત્હારૂં સુન્દર ક્રિડાંગણ છે. પણ ત્યારે ત્હારા પુનિત ધામમાં આમ દુઃખ સર્જનાર કોણ ?...શું એ ત્હારી ભૂલનું પરિણામ છે ?" આમ અનેક પ્રશ્નો ગાજી ઉઠે છે. પણ પ્રશ્નાર્થ બાજુ પરજ રહી જાય છે અને દ્રશ્યો કે કલ્પનાની પ્રેરણા આવા કંઇક સર્જન સરજાવી દે છે. મ્હારાં એ સર્જન જેવાં હો તેવાં પણ એ હ્રદયનાં છે. ભાઇશ્રી કંચનલાલ મામાવાલાએ આ સંગ્રહનું નામ 'ઉભરા' રાખવા કહ્યું હતું. મ્હને પણ એ ગમેલું. દિલના ઉભરાને જનતા ગણે કે અવગણે ત્હેની પરવા દિલને હોતી નથી. સારા નરસાની તુલના કે ગણત્રી કરવા બેસી રહેવું એ આજના યુવાનોને પાલવે એમ પણ નથી. આત્માનો અવાજ કદી પણ અનર્થકારક હોયજ નહિ. હ્રદયના વેગને મોહના આવરણથી દૂર રાખી વધ્યા જઈશું તો ક્યાં યે અટકવાની જરૂર નથી પડવાની એવી મ્હને સમ્પૂર્ણ ખાત્રી થઇ ગઇ છે.

"જીન્દગી એટલે વિઘ્નોની માળા" એ ખોટું પાડવા આજનો આપણો યુવાન વર્ગ અજબ ઉછળી રહ્યો છે. અને યુગપલટામાં સાહિત્યનો ફાળો

કાંઇ ન્હાનો સુનો હોય છે ? એટલેજ મ્હારા લેખોનો આ સંગ્રહ ગુજરાત સમક્ષ મુકતાં મ્હને ક્ષોભ નથી થતો.

'રોકાયો પુરુષાર્થ કારણુ અને કાર્યો તણી બેડીથી' ગુજરાતનાં યુવક–યુવતિઓ એ આવરણુને ભેદી પોતાના પુરુષાર્થને સત્ય સ્વરૂપે પ્રકાશમાં મુકશે તો સ્વ૦ રમણભાઇનો આત્મા પણ સ્વર્ગમાંથી અભિષેક દેશે. ગુજરાતને 'ગરીબ' અને 'બિચારૂં' બનાવવાનો આપણા વડિલોનો અક્ષમ્ય અપરાધ આજના યુવાનોને ખૂંચે છે. આજનો યુવાન એટલે મહાનલ. આજનો યુવાન એટલે મહાશકિત. આજનો યુવાન એટલે પ્રગતિ. ચારે બાજુથી મહાનલ પ્રજવલાવીશું અને એ ભડભડ બળતા અંગારામાંથી દિવ્ય શક્તિજ્યોત મેળવીશું ત્યારેજ આપણા ગુજરાતની પ્રગતિ હિન્દ સમક્ષ કે જગત સમક્ષ બતાવી શકીશું એ વાત કહેવી હવે નવી નથી રહી. મ્હારા યુવાન મિત્રો 'જીવન વ્હેણ' માં જે આવું કાંઈક છે તે નિહાળે અને વિચારે એમ કહેતાં બોધક બની જવાનો મ્હને ભય રહે છે.

×.........×.........×

શ્રી, બટુભાઇ, ભાઈ ગોવિન્દજી, મિત્ર મામાવાળા વગેરેના દેખીતા–અણદેખીતા ઉપકારો યાદ કરવાનું મન થઇ જાય છે. પણ એવી રીતે ઉપકારો માનવાની પ્રથા હાલ સભ્યતાનું રૂપ લેતી જાય છે આ 'સભ્યતા' ના આરોપમાં જોડાવાની મ્હારી જરાય ઈચ્છા નથી એટલે આ વાતને અહીંજ અટકાવીશ.

કાર્તિક વદિ ૧૦
૧૯૮૫

વસન્ત નાયક

---

પૃ. ૧૦૧ ની ૨૪ મી લીટી આ પ્રમાણે વાંચવી:
સાથે ન જતાં ત્યાંજ ઉભો છે. આંટા મારતો મનમાં

પૃ. ૧૦૨ ની ૧૨ મી લીટીમાં 'નદીના' શબ્દની આગળ 'દૂર' શબ્દ હોય તો વધારે ઠીક.

# વાર્તાઓ.

જે બ્હેનોનાં વ્હાલ અને માધુર્યે
આ અન્તરદ્વીપની ઓજસ્વિતા અધિક
ઉજ્જવળ અને પ્રાણવાન બની છે.
અને જે ઉભયનો સખીભાવ
એકાત્મારૂપ, અજોડ અને અનન્ય છે,
તે જીવનસખી બ્હેનોને —

## કુસુમની કિમ્મત.

ઇન્દુ, લલિતાને ખોળે ઉછળી હતી એજ એનું મહાસદ્‌ભાગ્ય હતું. લલિતા આ દુનિયાની–દુનિયાની પાખંડી વૃત્તિની–બહાર એક ઝુંપડીમાં રહેતી. ઈન્દુ આજે પન્દર વર્ષની ઉઘાડ્દ્વાર ઉઘાડવા તૈયાર થએલી મુગ્ધા હતી. એની મોહક આંખમાં ચન્દ્રિકાના ચમકાર ચમકતા. જુની પણ સ્વચ્છ ઓઢણી ને ચણીઓ એજ એનો પહેરવેશ હતો. પણ તે ઘણો સુઘડ અને આકર્ષક લાગતો.

દિવસભર બાગને સુન્દર અને રળિયામણો બનાવવામાંજ એ એની જાત તોડી નાંખતી. રાવસાહેબ પગાર વધારે આપશે એ ઇચ્છાથી નહિ પણ એનું એજ કર્ત્તવ્ય છે એમ એ સ્હમજતી.

હરરોજ સુન્દરમાં સુન્દર બે ફૂલ પ્રથમ પોતે લેવાની શરતે એ રાવસાહેબને ત્યાં રહી હતી. એક એનું પોતાનું અને બીજું એની વ્હાલી માતાનું. એને કલાનો જબરો શોખ હતો. એ શોખવૃત્તિથીજ રાવસાહેબ એના ઉપર મુગ્ધ થયા હતા. અને સ્વમાની દિલને ડંખ લાગે એવી આકરી શરત પણ રાવસાહેબે એની કલાનિષ્ઠ કર્ત્તવ્યપરાયણતાથીજ કબુલી હતી.

આજ દસ વર્ષ ઈન્દુએ એકજ સ્થાનમાં, એકજ કર્ત્તવ્યમાં પસાર કર્યાં હતાં. ઘણા સુધરેલા અને સ્વમાન ને સ્વાતન્ત્ર્યની હાકલ મારનારા આચરણ વખતે પોતાનાં કર્ત્તવ્ય-ભાનને કોરે મુકે છે. ત્યારે ઘણી વખત ગામડાનાં ગરીબ, અજ્ઞાન અને સુધારાથી અજ્ઞાત રહેલા વર્ગનાં નિશ્ચય અને વર્તનના અજબ દાખલા મળી આવે છે. ઈન્દુની ન્યાત ટુંકી અને અભણ હતી. તેમજ ખાસ તો એની ન્યાતના મોટા ભાગના પુરુષો જાડી બુદ્ધિના, સ્વચ્છન્દી અને ઝીજુલ્મી હતા. કુમળી કલેજાં જેવી દીકરીને આવા જડભરતને પાલવે પાડી જીન્દગીભર દેવતાની આગમાં ડમાયા દેવા કરતાં પોતાની પાસેજ રાખી સુખી ને સન્તોષી જીવન ગાળવાનું લલિતાને ભાન થયું. અને એ સત્યભાનને અમલમાં મુકવા ન તો એણે ન્યાત, સમાજ કે શેઠના બોલની પરવા કીધી કે ન તો ઈન્દુના ચારિત્ર્ય, ભવિષ્ય અને સ્વયંમૃત્યુ પછીની ત્હેની ખરાબ સ્થિતિની અવિશ્વાસભરી ફીકર કીધી. હજીયે ઇન્દુ બાલક સમી નિર્દોષ ને નિર્વિકારી હતી. આ સુભગ જીવનક્રમ આમનો આમજ ચાલ્યા કરશે એને માટે માદીકરીમાંથી એકેને અણુમાત્ર પણ શંકા ન્હોતી. તેમજ બાગ એજ ઇન્દુની દુનિયા અને બાગને સુશોભિત રાખવો એમાંજ ઈન્દુનું સ્વર્ગસુખ હજીય હતું. પણ જે માણસે જીવનમાં સુખજ માત્ર જોયું છે તેણે સાચું જીવનજ નથી જીવ્યું. દુઃખના ડુંગર ઉથલાવવા, અશક્ય મુશ્કેલીઓ વીંધી પાર ઉતરવા, અસીમ પરિતાપને પિગળાવવા, જીવન ખેડવું

એમાંજ જીવનની મોજ છે. પ્રભુની લાડકી દીકરી ઇન્દુ પોતાની જીન્દગીની ખરી મોજ ભોગવવામાં રહી ન જાય માટે જાણે પ્રભુએ ઇન્દુના નિયમિત જીવન વ્હેણમાં એક આકરો પ્રશ્ન ઉભો કીધો.

રાવસાહેબ આજે ત્રીજી વખત પરણીને આવ્યા હતા. એમને પોતાની દસ વર્ષની નવી ગૃહિણીને પોતાના બાગમાંથી સુન્દરમાં સુન્દર ફૂલ ભેટ આપવાની ઉર્મિ ઉછળી.

હવે ઇન્દુ આગળ એક મહાન કોયડો ખડો થયો. પણ દુઃખ, મુશ્કેલી કે પરિતાપ વગરનું જીવન વ્યતિત થયું ત્હેનું જીવન ખરેખર અણુખેડયુંજ છે, એમ ઈન્દુને ભાન થયું હોય તેમ તેણે રાવસાહેબને પોતાની શરત યાદ કરાવી. એ સર્વશ્રેષ્ઠ સુન્દર ફૂલ પોતે લઇનેજ બીજાં ફૂલો આપવાનો હક્ક એણે જાહેર કીધો. રાવસાહેબની આંખ તપી. આવડી છોકરી પોતાની પ્યારી ભેટમાં આમ કન્ટક નાંખે એ એનાથી ન જોવાયું. ઈન્દુને એણે નોકરીમાંથી રજા આપી.

×....................×....................×

જીવનમાં દુઃખ, મુશ્કેલી કે પરિતાપ જેવું કંઇ હશે એ ઇન્દુએ આજે જાણ્યું. એની માતા માંદગીને બિછાને છે. ઘરમાં અનાજના યે વાખા છે.

રાવસાહેબે રજા આપી ત્યારથી સ્વમાની ઇન્દુએ ત્હેની પાસે કરગરી પાછી નોકરી લેવા કે અન્ય નજીવી મદદ માટે પણ ન જ જવાનો દૃઢ નિશ્ચય કીધો હતો. જગતમાં સ્વમાનની અને

સ્વયંબળપર શ્રદ્ધાની કસોટી આવા વખતેજ થાય છે. ભલી બિચારી ઇન્દુ પોતાને રાવસાહેબને ત્યાંથી રજા મળી ત્યારથી બજારમાં જતી અને જે કામ મળે તે કરી પાંચ પૈસા પેદા કરી ગુજરાન ચલાવતી. એણે પોતાની ઝુંપડી પાસે ત્રણ બટ-મોગરાના છોડ ઉછેર્યો હતા. તેમાંથી બે ઉત્તમ પોતે રાખી બાકીનાં ફૂલ એ બે ચાર પિછાણુમાં આવેલા મોટા ઉદાર શેઠીઆઓને ભેટ ધરી આવતી. શેઠીઆઓનાં દિલમાં આ નિર્દોષ બાલાને જોઇ અનુકમ્પા ઉભરાતી. ને તેઓ વણમાગ્યે ઘણી વખત પૈસા આપતા. મજુરીએ ઘણી વખત પેટપૂરતું ન મળતું તેથી એવે વખતે ભૂખે ન મરવું પડે માટે ઈન્દુને આ કામ ન છુટકે, દુઃખી દિલે કરવું પડતું.

×..................×..................×

"બા ! આ ફૂલ હું આપી આવું." માંદી માતાની રજા લઇ ઇન્દુ શેઠીઆઓને ત્યાં ફૂલ વહેંચવા જવા તૈયાર થઇ. બે દિવસથી એને મજુરી મળી ન્હોતી. કાંઈ સીલક હાથમાં તો હોયજ કયાંથી ! જે પાઇ પૈસો સંગ્રહી સંગ્રહી બે પાંચ આના રહ્યા હતા તે ગઇ કાલ સ્હવારના ખલાસ થઇ ગયા હતા. બીજું એકે આશાસ્થાન એ બિચારીને આ ભર્યા જગતમાં કયાંય ન્હોતું. શેઠીઆઓ રાજી થાય અને કંઇક પૈસા આપે એ હેતુથી એણે આજે વહેલી ઉઠી ખૂબ મહેનતે ફૂલોનાં કલાપૂર્ણ કલગીઓ અને ગુચ્છો બનાવ્યાં હતાં.

"બેટા ! ગળે શોષ......."

"શું બા ? મેવો લેતી આવું એમને ? કેમ અટકી ગઈ ? ગળે શોષ પડે છે ?" માતાને બોલતી અટકી જતી જોઇ ઇન્દુએ પૂછ્યું. પણ ઇન્દુ ગઇ કાલે ભૂખીજ સૂતી હતી એ યાદ આવતાં માતાએ પોતાનું વાક્ય અધુરૂં છોડયું હતું. માતાના વ્હાલને કોણ વટાવી શકયું છે ? ગળે શોષ પડતો ખમી લઇને ઇન્દુને વધુ દુઃખમાં ન નાંખવું એણે ઉચિત ધાર્યું.

તે બોલીઃ "કાંઇ નહિ બેટા. સ્હેજ પાણી પાતી જા. મેવો લાવવાની જરૂર નથી. ત્હારે માટે કાંઈ ખાવાનું લેતી આવજે." ઇન્દુના શરીરમાં એક ઝણઝણાટી પ્રસરી વળી. બાને પાણી પીવરાવી તે બહાર ગઇ.

નીચી નજરે, એકજ વિચારે તે દરેક શેઠીઆને ત્યાં ફરી વળી. પણ ત્હેનાં નશીબમાં સર્વત્ર નૈરાશ્યનાં ઘોર અન્ધારજ જણાયાં. આજે પહેલવહેલું ઇન્દુની આંખમાંથી એક અશ્રુબિન્દુ ખર્યું.

નગરના રાજાની આજે વર્ષગાંઠ હતી. સઘળા શેઠીઆ ત્યાં ગયા હતા. ઇન્દુનાં ફૂલો વગર મૂલે વેરાઈ ગયાં.

શેઠીઆઓ પાસેથી કોઈ પણ દિવસ એણે પૈસા માગ્યા તો ન્હોતાજ. પણ આમ બધેથી ખાલી હાથે પાછા ફરતાં એનું હૈયું થડકી ઉઠયું. હવે માત્ર એક ઘર બાકી હતું. આશા અને હિમ્મતનો ઢગલો કરી બળપૂર્વક એ માળે ચઢી. ચારે બાજુ નજર નાંખતાં એની આંખમાંથી અશ્રુધારા ખરી પડી.

અહીં પણ શેઠ ઘરમાં હોય એમ ન જણાયું. ફૂલ શેઠાણીને આપ્યાં. જતાં જતાં શેઠાણી પાસે પૈસા માગવાનું મન થયું. પણ કોઈ દિવસ ન માગનારની હિમ્મત નજ ચાલી. ખાલી હાથે, ટપકતાં અશ્રુએ, તે બહાર નીકળી. વિચારોની પરમ્પરાએ એનું મસ્તિક ફાટવા લાગ્યું. વળી એક આશા જાગી. તે ઘર તરફ ચાલી. ધીમે પગલે તે ઘરમાં દાખલ થઈ. ઘેર રાખી મુકેલું પોતાનું સુન્દર સુમન એણે લીધું. આંખે ચાંપ્યું ને ભૂખે ઘેનમાં પડેલી માતાને તેમની તેમ પડેલી રહેવા દઈ તે ત્યાંથી પાછી નાઠી.

સારી બજાર ફરી વળી. પણ પોતાને અમૂલ્ય એવાં ફૂલની જગતને કશી કિમ્મત ન જણાઇ. જગતનો એ ક્રમ છે. પોતાની પ્રિય વસ્તુ પોતાનેજ અમૂલ્ય હોય. ત્હેની કિમ્મત–પરવા–તેજ કરી શકે. પોતાની દ્રષ્ટિથી જગત માપવા જાય તો માનવી ખત્તા ખાધા વગર નથીજ રહેતું. પોતાનું એક અને અમૂલ્ય ફૂલ વેચવા ઉપડતી વખતે આ વાતનું ઇન્દુને ભાન ન્હોતું રહ્યું તે હવે એને સ્હમજાયું. સારાએ બજારમાં એ સંકોચાતાં પગલે ફરી વળી. પણ એનું ફૂલ એની પાસેજ રહ્યું.

કોઇ દિવસ નહિ ને આજે એ મજુરોના જુથમાં ચકલે ચે થોડી વાર ઉભી. પણ એનું કિસ્મતજ કાળું જણાયું. છેવટે દુઃખભાર ન ઝીલાતાં એ એક નિર્જન ખૂણે અવાક મૂઢ જેવી–વિચારહીન સ્થિતિમાં શૂન્ય જેવી–ઉભી ઉભી ખરતાં અશ્રુથી ભીંજાતી આંખને લુંછી આંસુ અટકાવવાનો મિથ્યા પ્રયાસ કરવા લાગી. ચારે બાજુના નૈરાશ્યનાં



રા. ગુણવંતરાય રણછોડજી બી. એ., એલએલ. બી.

ખરસાડ.

"અનાવિલ પોકાર" માસિકના ઉત્પાદક.



રા. હરિભાઇ રૂઘનાથજી બી. એ. (હરિયા.)

“અનાવિલ પોકાર” માસિકના આદ્યતંત્રી.

અન્ધારમાં ઘેરાયલાં માનવીની કરુણ દશા અનુભવીઓજ જાણે. એના સપાટામાંથી અખન્ડ ધીરજવાનજ બચી શકે છે. બાકી ઘણાએ જીવનને અકાલ હણ્યાના દાખલા કયાં ઓછા છે ? ભલા મરદોની મતિને ડગાવવા નિરાશા શક્તિવાન નીવડે છે. તો આ બિચારી કુમળાં કુસુમ શી મૃદુ હૈયાંની મુગ્ધા, એ કારમા ઘા શી રીતે ઝીલી શકે ? એને આ વ્યર્થ અને અસહ્ય જીવન પૂરૂં કરવાનો વિચાર સૂઝયો. પણ સ્વયં ભૂખની અફાટ વેદના કે નૈરાશ્યના નિરવધી દુઃખ કરતાં મરતી માતાની છેલ્લી ઇચ્છા પાર પાડવાના એના દ્રઢ સંકલ્પ હજી અચળજ રહ્યા હતા. પોતાની જાત વેચીને પણ મરતી માતાને મેવો આપવો એ એની છેલ્લી ઉત્કટ ઇચ્છા હતી. આ ઈચ્છાબળના પરિણામે આત્મઘાતના કારમા વિચારને એણે દૂર નાંખ્યો. પણ આ મહા વિચારમાં એની આંખમાંથી નીર નીસર્યાંજ જતાં હતાં

કેટલાય ધનિકો મોટર કે ઘોડાગાડીમાં બેસી ત્યાં થઈ આ દુઃખી બાલાને રડતી નિહાળી ચાલ્યા ગયા. પણ પોતાના તાનમાં તેઓને ગરીબ દુનિયાની જરાયે પડી ન્હોતી.

એટલામાં એક મુનીમજી હાથમાં થેલી અને બગલમાં ચોપડા લઈ ઉતાવળે પગલે ત્યાં થઈ પસાર થતા હતા. ત્હેમની નજર આ આંસુ સારતી બાલા ઉપર પડી. ગરીબની હાય ગરીબજ જાણે. રાત દિવસ અખૂટ પરિશ્રમ કરીને દહાડાના તેર આના ચાર પાઈ પેદા કરનાર આ મુનીમજી, પેલા મોટર કે ઘોડાગાડીમાં ફરવા નીકળેલા-મોજ શોખ એજ જાણે

જીવનધ્યેય માનતા હોય એવા—શેઠીઆઓ કરતાં ઇન્દુને આશ્વાસનરૂપ નિવડયા.

બે આતુર ને બે કરુણ એમ ચાર આંખો મળી. ઘણી વખત શબ્દો કરતાં મૂંગી આંખો સ્પષ્ટ વાતો કરી શકે છે. આતુર આંખે કંઇક કહ્યું ને કરુણ આંખે તે સાંભળ્યું. પણ દુનિયા—ક્રૂર અને આત્મા વગરની દુનિયા—પરથી ઇન્દુનો વિશ્વાસ આજે ઉઠી ગયો હતો. બ્હીતાંબ્હીતાં તેણે પોતાનાં જન્મભરનાં સાથી પેલાં કુસુમવાળો ધ્રૂજતો હાથ લાંબો કર્યો.

પુષ્પોના મિત્ર રમેશે તે કુસુમ લીધું. ગજવામાં હાથ નાંખતાં પાવલી હાથ લાગી તે આપી. ભાદરવા માસની ઘેરાઇ રહેલી પૂર્ણિમાએ વાદળાં ખસી જતાં અચાનક કૌમુદી પોતાનો ચમકાર ચમકાવે તેમ ઇન્દુની આંખે ચમકાર ચમકાવ્યો. રમેશ ઉપર ત્હેને જબરી આસ્થા ચોંટી.

"ભાઇ ! ત્હમારૂં સરનામું ના આપો ?" એને ત્યાં ફૂલ આપી આવવાની ઇન્દુની ઈચ્છા છાની ન રહી.

"બ્હેન ! આપ કોણ છો ને શા દુઃખે આ સુન્દર કાયાને કરમાવી રહ્યાં છો ?" રમેશના હૃદયમાં બ્હેનની મૂર્તિ જડાઇ ગઈ હતી. ઈન્દુએ કેટલાય દિવસનું દુઃખભારમાં ઉભરાઇ રહેલું હૈયું ભાઇ આગળ ઠાલવી નાંખ્યું. રમેશે ત્હેને શાન્ત્વના આપી બનતી મદદ કરવા કહ્યું.

×..................×..................×

મુનીમગીરીમાંથી સમય શોધી રમેશ દરરોજ દવા લઈ ઈન્દુને ત્યાં જવા લાગ્યો. પણ લલિતાનું આજન્મઋણ પૂરૂં થયું હતું.

સુખી દિલે, સન્તોષી નજરે, લલિતાએ ભાઈના હાથમાં બ્હેનને સોંપી દેહ છોડયો. ઈન્દુનું જો ચાલત તો તે માતા પાછળ જરૂર જાત. પણ એને હજી દુનિયાના કારી ઘા ઝીલવા ઘણા બાકી હતા. ગરીબ બિચારો રમેશ ધર્મભગિનીને સ્વઘેર લઇ ગયો.

પણ જગત આંગળી ચીંધી વાતે વળગ્યું: "રમેશ એક ભિખારૂ છોકરી ઉપર મોહી પડયો. એને પોતાનાજ ઘરમાં રાખતાં દુનિયાની લાજ કે શરમ કશું ય નડે છે?"

ધીમે ધીમે વાત વધી ગઇ. રમેશના પિતાને સલાહ, વિનતિ, સૂચના ને ઠપકા મોઢામોઢ મળવા લાગ્યાં.

"જ્યાં કુદરત વિપૂરી હોય ત્યાં મનુષ્યનું શું ગજું? ભાઇ! મારે માટે તમે દુનિયામાં ફીટફીટ શા માટે થાઓ છો? મને જવા દો. મારૂં કરમ મારી સાથે છે ને?" ઇન્દુ પેઢી પર જતા ભાઇને કરગરી પડી.

"બ્હેન! મેં ત્હને ધર્મની બ્હેન સ્થાપી છે. વ્યભિચારી જગત ભલે કમળો એટલે પીળું જુએ. ઇશ્વર આપણો છે." રમેશને પેઢીએ જવાનું મોડું થતું હતું પણ રડતી બ્હેનને છોડી જવું ગમતું ન હતું. છેવટે ન છુટકે ત્હેને રોતી રાખી તે ચાલતો થયો.

પણ રમેશનું ધ્યાન પેઢીમાં ન ચોંટયું. બે વાગે તે શેઠની રજા લઈ ઘેર આવવા નીકળ્યો. ઘર પાસે આવતાં એણે શું જોયું?

## જીવન વ્હેણુ.

રમેશના પિતા ઈન્દુને બહાર કાઢતા હતા. ઈન્દુ ત્હેને પોશ પોશ આસું ઢાળી વિનવતી હતીઃ "બાપુ! અમો નિર્દોષ છીએ. જગત તો નવરૂં છે. હું કયાં જઇને પડીશ? મારૂં આ ભર્યો જગતમાં ભાઈ રમેશ સિવાય બીજું કોઈ નથી. છતાં મ્હારા જવાથી ત્હમે સુખી થતા હો તો હું મ્હારૂં કરમ કાળું કરીશ. પણ બાપુ! ભાઇને આવવા દો. આટલી દયા કરો બાપુ!"

એક ધક્કા સાથે રાક્ષસ પિતાનો ક્રૂર ઘાંટો સમ્ભળાયો "ચાલ નીકળ. રાં........"

રમેશે ટોપી ફેંકી દીધી. વિખરાયલા વાળે–વિફરેલા સિંહ સમો–તે ઈન્દુની પૂઠે દોડયો.

"કયાં જાય છે?" ઇન્દુને કાઢી મુકી પાછા આવતા પિતાએ ત્રાડ મારી.

"મ્હારી બ્હેનની વ્હારે."

આ વાતને દશકાઓ વીતી ગયા. પણ સતત શોધખોળ છતાં યે પિતાને પોતાનો એકનો એક પુત્ર ન મળ્યો તે નજ મળ્યો.

×..................×..................×

એક ગભીર ઘટામાં આવેલાં ન્હાનકડાં સરોવરને રમ્ય આરે દેવાલયમાં અવાક પુષ્પોના મિત્ર, નિર્મળ ઝરણાંઓના આત્મા, વિહંગોના ગગનવિહારી સાથી અને ઝાડઝુન્ડોની ઘટાનાં ગામ્ભીર્યના હરિફ સમા એ ભાઇ–બ્હેન હજી પોતાનું નિર્મળ જીવન શાન્તિથી ગુજારે છે.

દુનિયા! અરે! દુનિયા!

# એક કરુણ કહાણી.

ગરીબી એ માનવજીવન પન્થમાં એક મહાન વિકટ વસ્તુ છે. એને નશીબે સદા અન્ધારામાં અથડાયા કરવાનુંજ સરજાયું હોય છે. અને ત્હેમાં કેટલાંક કમનશીબ ઉપર ગરીબી દેવી પ્રસન્ન થઇ ગઇ તો જુઓ પછી દુઃખના દરીઆ. અને એવું ઘણાના જીવનમાં નથી બનતું? બીચારાં ઘોર અન્ધાર ઉલેચી ઉલેચીને થાકે પણ ત્હેના કર્મે બે તેજના કીરણે લખાયાં ન હોય. એવા માનવી કાયમ ઉજ્જવળ ભવિષ્યનાં સ્વપ્નાં ઘડતા ઘડતા ભૂત કરુણ સ્મૃતિમાં વિલીન થઇ જાય છે.

ગિરિનાથના કર્મે સદાય ગરીબી સરજાઇ હતી. ગરીબીમાં જન્મી ગરીબીમાંજ મરવાનું હોય તેમ સાઠ સાઠ વર્ષનાં વ્હાણાં વિતાવવા છતાં એ તેવોજ ગરીબ હતો. પણ એને માત્ર ગરીબીનુંજ દુઃખ ન્હોતું.

એને એક પુત્ર હતો. ત્હેને એ ઘણું ચ્હાતો. પણ લાડકો બેટો વન્ઠેલ નીકળ્યો. કુચાલ ભૂલાવવા એક દિવસ ગિરિનાથે એને રીતસર શિક્ષા કીધી. ઉધ્ધત છોકરો રાત્રે

ક્યાંક ન્હાસી ગયો, તે પચ્ચીસ પચ્ચીસ વર્ષના લાંબા કાળ પછી હજીય નથી આવ્યો. એ પુત્ર વિયોગના કારમા આઘાત પછી ગિરિનાથને કદી ઉલ્લાસ સ્પર્શવા પામ્યો નથી—એના જીવનમાં કોઇ સુખ જેવી વસ્તુજ એણે જોઈ નથી.

કરુણતા એજ જેના જીવનમાં પ્રાધાન્ય છે એવા માનવીનું હૃદય શુન્યવત્ બની જીવન એકધારૂં વહ્યું જાય છે. અને તે નિશ્ચેતનની એકતાનતામાં જીવન ઉલ્લાસ ત્યજી શુષ્કસંયમની સપાટીમાં લીન થઇ જાય છે. ગિરિનાથ પણ હવે એકધારૂં જીવન જીવ્યે જતો હતો. દારિદ્રે એના ઘરમાં મૂળ ઘાલ્યું હતું. પણ એને ત્હેનું દર્દ જરાયે લાગતું ન્હોતું. એ દર્દમાં એટલો બધો દબાઇ ગયો હતો કે દર્દનાં એ પ્રગટ દર્શનજ ન્હોતો કરી શકતો.

અને એ ગિરિનાથ કોણ હતો ?

ટીઆભા ગામના પાદર નજીક એક ન્હાનકડું તળાવ હતું. તળાવને કાંઠે આંબલિયાની હાર આવી રહી હતી. એ હાર અને એક ન્હાનકડા બગીચાની ઘટામાં સન્તાતું લપાતું એક ન્હાનકડું દેવાલય આવેલું હતું. દેવાલયની જોડેજ એક ભાંગીતૂટી કુટીરમાં ગિરિનાથનો વાસો હતો. પેલા ન્હાના પણ સુન્દર બગીચાનો જન્મદાતા આ ગિરિનાથ હતો.

આજ વર્ષો થયાં ગિરિનાથનું નિયન્ત્રિત જીવનચક્ર અહીં ફર્યું જતું હતું. પ્રભાત પહેલાં ઉઠીને તે પાસેનાં તળાવમાં સ્નાન કરી આવી પૂજાએ લાગતો. અને શંખનાદ

ને ઘન્ટનગારાંના ભેરી નાદથી નિદ્રિત ગામને એ જગાડતો હતો. પૂજામાંથી પરવારી એ પેલા ન્હાનકડા પણ રમ્ય બગીચાની સેવાએ લાગતો. પ્રાચીન યુગની શ્રેષ્ઠ ગણાતી રમણીય વસ્તુઓમાં એકાન્ત દેવમન્દિર અને ત્હેની આજુ-બાજુની સૌન્દર્યપૂર્ણ પ્રકૃતિ પણ ગણાતી. ગિરિનાથે પણ દેવમન્દિરની સ્હામે આ બગીચાથી પ્રકૃતિને ઓર ખીલવી પ્રાચીન કહાણી સત્ય ઠેરવી હતી. એ છોટા શા બગીચામાં ગિરિનાથ એક ઘાસનું તણખલું સુધ્ધાં પડયું ન રહેવા દેતો. જરાઅમસ્તી જગ્યામાં પણ કુદરતને ખીલવી ત્હેનો સમ્પૂર્ણ આનન્દ ભોગવી શકાય છે એમ ગિરિનાથે ટીઆબા ગામના લોકોને આ બગીચાના દ્રષ્ટાન્તથી અણજાણ્યે શીખવ્યું હતું.

અને પોતે ગરીબીમાંજ સુખી હોય તેમ કોકવાર એ ગામના જુવાનીઆઓને કહેતોઃ "ભાઇઓ ! ગરીબીની મઝા ઓર છે. પ્રભુને પામવા ઇચ્છનારે પ્રથમ ગરીબી ગ્રહણ કરવી જ જોઇએ." પણ ગિરિનાથને ગંગા ન મળી હોત તો પ્રભુને મેળવવા આ સંસારમાં ગરીબી કેમ ગ્રહણ થાય છે તે સ્હમજાત. ગંગા પણ હવે ઘરડી ડોશી થઈ ગઇ હતી. આખું ગામ એને ગંગામા કહેતું. અને ગંગામાનું માતૃત્વ એટલુંજ સ્નેહાળ હતું. ઘરકંકાસથી કન્ટાળેલી ઘણી સ્રીઓ ઘડીક મન્દિરે આવી ગંગામાના સ્નેહાળ શાન્ત્વનાભર્યા એ શબ્દોથી હૃદય શાન્ત કરતી. થાકેલા થાકેલા ખેડુતો વખત મળે, કપડાં સાંધતાં કે તપકીર ઘુંટતાં બેઠેલાં

ગંગામા પાસે આરામ લેવા આવી બેસતા અને ભૂત જીવનનાં કાંઇક સુખદુઃખનાં સ્મરણોની કથા કહી તપ્ત હૃદય હળવું કરતા. ઘણા તોફાની છોકરાં મન્દિરે આવતાં તોફાન ભૂલી જતાં અને ગંગામાએ વ્હાલથી આપેલાં મગફળી કે ચણા આનન્દથી ખાતાં.

ગંગામા ગૃહનિર્વાહાર્થે ગામડામાં મળે એવાં અનેક કામો કરતાં. ટીઆબા બહુ ન્હાનું ગામ હતું. ગામમાં એકે દરજી ન્હોતો. એટલે લોકોનાં ફાટેલાં કપડાં સાંધવાનું, ગરીબ ખેડુતોનાં ફાટયાં તુટયાં ગોદડાં સાંધવાનું કે નવાં પડ ચઢાવવાનું, કેટલીક અશકત ડોશીઓની કે ગૃહિણી વિનાના તપકીર સુંઘતા પુરુષોની તપકીર ઘુંટી આપવાનું; આવું આવું કામ ગંગામા કરતા. અને આ કામો કરતાં જે બદલામાં શેર બશેર અનાજ કોઇ દહાડો મળતું તે મેળવતાં. આ બધાં કામમાં ગિરિનાથની મદદ ભાગ્યેજ મળતી. કારણ સ્હવારની તો આખી વેર એમની દેવપૂજામાં અને બગીચાની સેવામાં જતી. તેમજ બપોરે જમ્યા પછી ઘણીવાર ગિરિનાથ દુઃખના ડુંગરોનો ભૂક્કો કરવા ભઠ્ઠી પાસે તકીએ અઢેલી જે ચલમ લગાવતા તે કલાકોના કલાકો વહી જતા.

છતાં ગંગામા ત્હેમને એક અક્ષર પણ કહેતાં નહિ. ઘરનાં સર્વ સંકટ માથે વ્હોરી લઇ પતિદેવને દુઃખથી દૂર રાખવામાં ધર્મઘેલી ગુજરાતણ જીન્દગીનું સાર્થકય માને છે. અને ક્ષણેક્ષણની ઉત્કટ લ્હાયમાં બળ્યા કરતી–જીવનયજ્ઞ સતત બળતો રાખતી–ગૃહદેવીઓનાં પુનિત બળથીજ ગુજરાત ટકી રહ્યું છે. ગુજરાતની અસ્મિતામાં, ગુજરાતના સંસ્કારમાં,

ગુજરાતની નવસંસ્કૃતિમાં, પ્રાચીન કાળથી આજ દિન સુધી ગુજરાતની સ્ત્રીઓએ જે ફાળો આપ્યો છે તે ન કલ્પાય એટલો છે. ગંગામા પણ પચ્ચાસ પચ્ચાસ વરસનાં પરોઢિયાં ગુજરાતમાં ગાળી એક સાચ્ચાં ગુજરાતણ બન્યાં હતાં. એમના તપે, એમના યજ્ઞે, ગિરિનાથ જીવન નિભાવતો હતો.

વિધિને ગિરિનાથનાં આવાં શુષ્ક અને કચરાતાં જીવનની પણ ઇર્ષા આવી હોય તેમ એની પાસેની ત્રણ વીઘાં જમીન જે સૈકાઓ થયાં ટીઆભાના આ દેવાલયનો પૂજારી વાપર્યો આવતો હતો તે યે ગઇ. ટીઆભા ગામ નવાબી હતું. અને આ અંગ્રેજ સરકારનાં વ્યવસ્થાપૂર્ણ કૃપાળુ રાજ્યમાં દેશી રાજ્યો કેટલાં સ્વચ્છન્દે વર્તે છે તે ક્યાં અજાણ્યું છે? આ નવાબ સાહેબ પણ તેવી જ જહાંગીરી ચલાવતા. એને પૈસા ખૂબ ઉડાવવાના જોઇતા. પ્રજા ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહી હતી. પણ સાંભળવું હોય ત્હેને ને? આવક વધારવાનો એકે ઉપાય એણે બાકી ન્હોતો રાખ્યો. પણ પાછા પૈસા ખૂટયા. હવે? એટલામાં એનું બુધ્ધિશાળી ભેજું ફાટયું. ને જે જમીન દેવાલયના નામ પર આજે કંઇક પેઢીઓથી ચાલી આવતી હતી ત્હેના સાચા માલીક પોતે છે એમ ભાન થયું. તરતજ ઓર્ડર નીકળ્યો. "કયાં તો વીંઘાના રૂા. ૨૦૦) પૂજારી આપે, નહિ તો જમીન ખાલસા થાય." દયાને ખાતર જમીનના ચાલુ ભાવ કરતાં રૂા. ૧૦૦) ઓછા લેવાની ઉદારતા દાખવી હતી, એમ પણ નવાબ સાહેબ હુકમમાં બતાવવા ચૂકયા ન હતા.

×..................×..................×

ગિરિનાથ ઉપર આવેલી આ આફત દૂર કરવા કાંઈક કરવું જોઇએ એમ લાગવાથી ટીમ્બામા ગામ સુન્દર ફળિ-યામાં આજે એકઠું થયું હતું.

ટીઆભાનું આ ફળિયું ગામની શોભાનું નાક હતું. બે બાજુ લાઇનબન્ધ ઘરોની હાર આવી રહેલી અને દરેક ખેડુતે પોતાનું બારણું સ્વચ્છ અને કાંકરી પૂરી એક સરખું બનાવી ગામની રમણીયતા અને સુઘડતામાં ઓર ઉમેરો કર્યો હતો. ચાંદની રાત્રે જ્યારે આકાશના મન્ડપ નીચેજ ગામલોક એકઠા થતા ત્યારે ખાસ કરી આ સુન્દર ફળિ-યાંનોજ ઉપયોગ થતો. ગામના જુવાનોએ વરસેક દિવસ થયાં એનું નામ "સુન્દર ફળિયું" પાડયું હતું. અને તે આબા-લવૃદ્ધને ગમી જવાથી પરિણામે દરેકને મ્હોંએ ચઢી ગયું હતું.

ગામમાં કાંઇ અણઉકલ્યો પ્રશ્ન આવી પડતો ત્યારે ગામના બધા લોકો એકઠા થઇ જાહેર ચર્ચા કરતા. 'સભા' શબ્દ આ ગામમાં હજી ચાલુ થવા પામ્યો ન્હોતો. આવી સભાને "સભા મળવાની છે" એમ ન કહેતાં સૌ " ગામ એકઠું થવાનું છે " એમ કહેતું. આ સભાનો કોઈ પ્રમુખ ન હોય. છતાં આજના જમાનામાં પાર્લામેન્ટ જેવી સુધા-રાની શિખર પર ગએલી સભામાં પણ કોક વાર જે ન ધારેલી ગરબડ કે ધાંધલ થાય છે તે આમાં થવા ન્હોતી પામતી. આ સભાનો કોઇ સભાપતિ નહિ એટલે રૂલીંગ કે આઉટ ઑાફ ઓર્ડરની વાત નહિ. પછી ગરબડ કે ધાંધલને કયાંથી અવકાશ મળે ? અહીં તો સૌ કોઈ ખુલ્લા દિલે છુટથી પોતાની ભાષામાં વાત કરી શકે.

ઘણી ઘણી વાટાઘાટ થયા પછી પટેલ બોલ્યા: " ત્યારે છેલ્લો નિર્ણય શો કીધો ? "

" ગમે તેમ થાય પણ બાવાજીને આપણે બચાવવાજ જોઇશે." એક જુવાનનું લોહી શાન્ત ન રહી શક્યું.

" ગમે તેમ તે કાંઇ આ હરકારની હામે થવાવાનું છે હું જે ? આ તો નવાબ સાહેબનું રાજ. તમારા ગાંધી-બાંધીનું અહીં ન ચાલે. અહીં તો નવાબ સાહેબના ગજવામાં કાયદા." એક ઘરડો પણ અનુભવી લાગતો મરદ બીડીના ધુમાડા કાઢતો કાઢતો બોલ્યો.

" એના કાયદા રહે એની પાસે ને આપણામાં સમ્પ હોય તો બધું કરાવી શકીએ. ખેડુત બલ્લે રાજા છે. રાજા બલ્લે ખેડુત નથી. બાવાજીનો શો ગુન્હો ? આખી જીન્દગી કાઢી ને હવે ઘડપણમાં જમીન વિનાના થવું ? અને છસો રૂપીઆ એટલે કાંઈ ન્હાનીસુની રકમ છે ? મજુરી કરી કરીને જેમ તેમ કરી દિવસો કાઢનાર એ રકમ ક્યાંથી લાવે ? કયા હક્કથી નવાબ એ જમીનના રૂપીઆ માગે છે ? એના બાપના વારસામાં એ જમીન એને નથી મળી. નવાબ કેવળ અન્યાય કરે છે. થાઓ હિમ્મતવાન..."એક ખૂણામાંથી કોઇ જુવાન પડકાર કરી રહ્યો હતો એટલામાં એક કફની-ધારીએ વચ્ચેજ બોલવા માંડયું.

"સાચ્ચી વાત છે છોટાભાઇ ત્હમારી. અને કાકા ! ગાંધીબાંધી શું કરો છો ? કોઈ દહાડો એમનું ભાષણ સાંભળેલું કે 'નવજીવન' વાંચેલું ? એ ભાઇ ખરૂંજ કહે છે. થાઓ સમ્પીલા. પચ્ચીસે પચ્ચીસ ગામ એક થાઓ. ખેડુત જગતનો બાપ

ગણાય છે. પછી આવડા અમથા નવાબની એ શા માટે પરવા કરે ? એવાં નવાબડાં..." "અરે અરે" ના અવાજ આવ્યા ને તે બન્ધ થાય તે પહેલાં તો પટેલનો પુત્ર ઉઠયો.

"હા, હા. નવાબ તો દિવસે દિવસે રાજા મટી રાક્ષસ બનતો જાય છે. એનામાં રાજાના લક્ષણુજ કયાં છે ? રૈયત તરફ જોવું નહિ ને દરીઆ કાંઠે બંગલે પડી રહી ગણિકા નચાવ્યા કરવી, દારૂના બાટલા ઠાલવ્યા કરવા ને જુગાર ખેલ્યા કરવા; ઘોડાની રેસ રમવી ને ગવર્નરને રાજી રાખવા લાંચ આપી ભારે ભારે નજરાણાની રેલ રેલાવવી; અને પછી પૈસા ખૂટે ત્યારે પ્રજાને લુંટવા આવવું. હવે આ જમાનામાં એ ન ચાલે. માટે કાંઇક ચોકકસ નિર્ણય કરો." હમણા મે વેકેશન હતું. એટલે બહાર ભણવા ગયેલા જુવાનો ત્યાંના સ્વતન્ત્ર વાતાવરણમાંથી તાજાજ આવ્યા હતા. એઓ "નવાબી"ની વ્યાખ્યા ભૂલ્યા હતા. વિદ્યાર્થી અવસ્થા એ જીવનનો એક મહામૂલો લ્હાવો છે. ગાંધીજીથી મુનશી સુધીના સ્વાતન્ત્ર્યવાદીનાં ભાષણો અને લેખો એમના મગજમાં તરવર્યા કરતાં હતાં. એ જુવાનીઆઓને આ અન્યાય જુલ્મ ભર્યો લાગ્યો. અને ત્હેને માટે કાંઇ સક્રિય પગલાં લેવાવાં જોઇએ એમ એમને લાગતું હતું.

છેવટે પાંચ ગૃહસ્થોને આ નિરાધાર ને ગરીબ બાવાજીના પેટપર પગ ન મુકવા સરકાર માબાપને વિનવવા જવાનું નક્કી કરી સૌ છુટા પડયા. "નવાબી"નો દોર એટલો કડક ચાલતો હતો કે બીનઅનુભવી જુવાનીઆ ગમે તેટલા ઉછળે પણ આટલાથી વધારે કરવું એ લગભગ અશકય હતું.

×..................×..................×

## એક કરુણ કહાણી.

ગિરિનાથ અતિ દુઃખના ભારે દિવસે દિવસે હિમ્મત ગુમાવતો જતો હતો. એનો શુષ્ક સંયમ દિને દિને શક્તિહીન બનતો જતો હતો. ગંગામા ન હોત તો કદાચ ક્યારનો ય ગિરિનાથ આ જીવનમાંથી પૂરો લઇ ગયો હોત. ખરૂં પૂછો તો આજના પુરુષોમાં સાચી હિમ્મતજ નથી. શક્તિ હોય ત્યાં સુધી એ એકલો જીવન ખેડે છે. અને તે વખતે એ પોતાની જીવનભાગિનીની દરકારે કરતો નથી. પણ જ્યારે તે જીવન હારે છે ત્યારે ત્હેના કરુણ જીવનમાં અમૃત સીંચનારી તેજ જીવનભાગિની હોય છે. સ્ત્રી એ પુરુષના જીવનની મહાશક્તિ છે, ઉલ્લાસ છે, અમૃત છે. એ ત્હેને બહુ પાછળથી સ્હમજાય છે.

ગિરિનાથ હિમ્મત હાર્યો ત્યારે એને પોતાની આંખ સમક્ષ ભયંકર ઘડપણના દોહ્યલા દિવસ ખડા થયા. આ મહાદુઃખમાં અંશ માત્ર પણ સુખસ્મૃતિ જેવું હોય તો તે એનું સૌભાગ્ય એને જણાયું. "મ્હારી ગંગા ન હોત તો ક્યારનો ભૂખ્યો ને તરસ્યો હું ક્યાંક મરી ગયો હોત" એમ એને આજે ભાન થયું. જીવનરણમાં દાઝતી દાઝતી એને માટે એકલી અટુલી માર્ગ કાપતી ગંગાની મહાશક્તિએ એને ભાન કરાવ્યું ત્યારથી એ ગંગાનો સાથી બન્યો. બન્ને જણે ચાર હાથે ગરીબીને ઉંચકી, સર્વ દુઃખને બે માથાં પર ઝીલી જીવન વટાવવા નિશ્ચય કર્યો. પણ એ દિવસો યે ઘણા ન ગયા ત્યાં તો જીવનપન્થનું નવું કરુણદ્વાર ખુલ્યું.

જીન્દગી એટલે વિઘ્નોની માળા. દિન પર દિન વહતા જાય તેમ તેમ એ માળાના મણકા વધ્યાજ જાય. જીવનપન્થના સર્વ

દ્વાર પર "ભય છે" ના બૉર્ડ મરાયાં હોય છે. જે રસ્તે જાઓ, જે દ્વાર ખોલવા જાઓ ત્યાં વિકટતાના પ્રથમ દર્શન હોયજ.

નવાબને કાને વા વાત લઇ ગયો કે ગિરિનાથે ગામ એકઠું કરી સરકારની સ્હામે લોકોને ઉશ્કેર્યાં છે." બસ, પતી ગયું. નવાબ સાહેબ એટલે પચ્ચીસ ગામનો પરમેશ્વર! નવાબ સાહેબનાં સ્વસ્તિવચન જીહજુર કરવા ઉપરાન્ત એ પચ્ચીસ ગામની પામર પ્રજાનો બીજો ધર્મજ નહિ.

અને આ સરકારની જમીનમાંથી પેટ ભરી જીન્દગી ગાળતું એક બાવટું આમ અવાજ કરે ? ને તે નવાબ સાહેબ જીવતે જાગતે સાંભળી રહે ? "યે બાવટે કો ઝુંપડી બહાર કાઢ કર મન્દિર મેં દુસરે પૂજારી રખ દો. સા.... કયા સ્હમજતે." નવાબ સાહેબ સ્વમુખે ઓચર્યા ને તુરત ટીઆભા તરફ ઘોડાં છુટયાં.

હવે શું કરવું ? ગિરિનાથને આ બોજારૂપ જીવન અસહ્ય થઇ પડયું. હુકમ સાંભળતાંજ તે મૂઢ જેવો અવાક માથે હાથ દઇ બેઠો. દુઃખના ઉંડના તાપથી તપ્યા કરતું એનું અન્તર આ અગ્નિની આંચ લાગતાં ભડભડ બળવા લાગ્યું. એટલામાં વાત સાંભળતાં બે ચાર દયાળુ ખેડુતો આવી પહોંચ્યા. ખેડુતો ઝુંપડીના ઓટલા પર પગ મુકે તે પહેલાં તો ગિરિનાથે સંયમ તજયો. તેણે છુટે મ્હોંએ પોક મુકી. સાથે શુષ્ક સંયમમાં આજ સુધી ઘેરાઈ રહેલા અશ્રુ પણ ધોધમાર છુટયાં. પણ ગંગામાએ તો સર્વ દુઃખના સપાટા સ્હામી છાતીએ ઝીલ્યા હતા. તે પટેલ પાસે ગઇ.

" ભાઇ ! બે પાંચ દિવસની રાહત ન અપાવો ? અમ ગરીબ, નિરાધાર ચોવીસ કલાકમાં કયાં જઇ પડીએ ? અને ભાઈ ! કાંઇ બચાવી શકાય એવો ઉપાય કરો તો ભગવાન ત્હમારૂં ભલું કરશે." ગંગામાથી પણ ન રહેવાયું. ત્હેની આંખમાંથી આટલું કહેતાં અશ્રુ ખરી પડયાં. પટેલ ન જુએ એવી રીતે પાછળ જોઇ ફાટેલાં લુગડાં વડે આંખ લુંછી નાંખી. લુંછી નાંખેલી આંખમાં પુનઃ અશ્રુ ભરાયાં. તે રડતી કકળતી બગીચાના મેદાનમાં ઘોડા ઉપર બેઠેલા ફોજદાર પાસે ગઈ અને ત્હેના પગ પકડી તે કરગરી પડી.

" જબ કાયકુ લિયે સરકાર માબાપ સામને બળવા જગાને કી કોશીશ કી ? " જવાબમાં હૃદયહીન ફોજદાર સાહેબ વધા ! ને ગંગામાને ઉકળતો ડામ દેવાયા જેવું લાગ્યું. ઘણી વખત આવા અન્ધેર રાજ્યમાં નવાબ કરતાં બે દમડીનાં સીપાઇડાંનો દમામ ભારે હોય છે. ચોધાર અશ્રુ સારતાં વૃદ્ધ માજીના આવા બેહાલ જોઇને અનુકમ્પાનો જરાસરખો અંશ માત્ર યે એનામાં ના ઉગ્યો.

"ભાઇ ! કોણે બળવો જગાવ્યો મ્હારાં વ્હાલાં ! અમે તો કાંઇ જાણતાં નથી. બે પૈસા રળી ખાવાના સાંસાં ત્યાં બળવો કયાં જગાવવા જઇએ." સરતા આંસુએ ગંગામાએ ઉંચુ જોઇ ફોજદાર સાહેબને પીગળાવવા એક મિથ્યા પ્રયત્ન કરી જોયો.

" નવાબ સાહેબકા હુકમ હૈ. આજ સામકુ ઘર ખાલી કરના હી પડેગા. મૈં દુસરા કુછ નહીં કર સકતા." છેલ્લી તાકીદ આપી પટેલને એનો બન્દોબસ્ત સોંપી ફોજદાર

સાહેબે ઘોડો દોડાવી મુકયો. બળવો સમાવવા ખાસ ફોજદાર સાહેબ જાતે આવ્યા હતા. અરે, નવાબી !

×.................×.................×

સાંજ પડે તે પહેલાં તો મન્દિર આખું ગામલોકોથી ઉભરાઈ ગયું. ન્હાની સરખી કુટીરના ઓટલા પર ગિરિનાથ ને ગંગા બેઠાં છે. એમણે આજે ખાધું ય નથી. શું ખાય ને શું જીવે ? ઘરડે ઘડપણ હવે કયાં જઇ પડશું ? શું કરશું ? જમીન ગઇ તો ગઇ. ગમે તેમ કરી ભિખ માગી પેટ ભરતે. પણ નિરાશ્રિતને આશ્રયરૂપ સૂઇ રહેવાની આટલી ઝુંપડી યે ગઇ. હવે કયાં રહેવું ને શું ખાવું ? ઘડપણ કેમ વીતાડાશે ? આવા વિચારોમાં એઓનું મગજ શુન્ય બની ગયું હતું. બાવાજીના બેહાલ તો ન વર્ણવાય એવા હતા. તે ઘડી ઘડીએ મન્દિર તરફ જોતો ને "શિવ શિવ" બબડતો.

પટેલ આવ્યા. ભલા પટેલે કરવા જેટલા ઉપાય કરી જોયા. દોડતી ગાડીમાં એ ગામના બે ગૃહસ્થો સાથે નવાબ સરકારની હજુરમાં જઈ આવ્યા. ગામમાં બીલકુલ બળવો નથી અને થવાનો ય નથી ત્હેના સત્તાવાર સમાચાર આપી બિચારા નીર્દોષ બાવાને બચાવવા આજીજી કરી. પણ નવાબ સાહેબ બોલ્યા એટલે બ્રહ્મા બોલ્યા. બ્રહ્માક્ષર ફરે તો નવાબ સાહેબનો બોલ ફરે. પછી ગમે તેવો હુકમ હોય !

" બાવાજી ! ગંગામા ! સરકાર નથીજ માનતી. પણ ત્હમે મ્હારાં જુનાં કોઢારિયાં ( ઢોર બાંધવાની જગ્યા )માં હાલ એક ખૂણામાં પડી રહેજો. ધીમેથી અમો ગામ લોકો એક ન્હાનું સરખું ઝુંપડું બાંધી આપીશું પણ આજે આ

"અનાવિલ જ્ઞાતિના પહેલા સીવીલીયન"



રા. મણિભાઇ જગદીશભાઇ આઇ. સી એસ.

અગ્રામા.

ઘર તો ખાલી કરવુંજ પડવાનું." પટેલે કમ્પતે અવાજે કહ્યું. વાતાવરણમાં દર્દની એક કમ્પારી પ્રગટી સરી ગઇ.

પણ ગિરિનાથને એ કેમ રૂચે ? એ શિવનો અનન્ય ભકત બન્યો હતો. પ્રભાત પહેલાં સ્નાન કરી શિવજીની પૂજામાં એ લાગતો તે ગામ લોકોએ પૂજારી તરીકે રાખ્યો હતો માટેજ નહિ. પણ પુત્ર ન્હાસી ગયા પછી એ દિને દિને શિવજીમાં વદાકાર થતો જતો હતો. બાગ સાફ કરતો કે ચલમ ફૂંકતો એ શિવજીને રટયા કરતો. પાછળથી જ્યારે એ ગંગામાનાં દુઃખમાં સહભાગી થયો ત્યારે યે કપડાં સીવતાં કે ગોદડાં સાંધતાં "મહાદેવ મહેશ" "શિવશંકર ભોળાનાથ"ના ધ્વનિ એના મગજબ્રહ્માન્ડમાં ગાજયાજ કરતા. શિવજી એજ એનું પરમ ધ્યેય બની ગયું હતું. પ્રતિદિને એ શિવજીનો નિષ્કામ ભકત બનતો જતો હતો.

"બાપુ! મ્હારા શિવજી ગયા પછી મ્હારે જીવીને શું કરવું? અને આ મ્હારી વ્હાલી ઝુંપડી! એ તો અમો રામસીતાની પર્ણકુટી." જ્યારે ગિરિનાથ નિરાધાર જેવો એકલો અટુલો જગતની વિકટ વાટે રવડતો હતો ત્યારે આ ઝુંપડીએ એને વાસો આપ્યો હતો. આજ ઝુંપડીમાં એને જીવનભાગી ગંગા મળી હતી. સાત વાગ્યા. સૂર્યદેવ પોતાનો ધીકતો વિજય હારી વિશ્વના અન્ધાર પ્રદેશમાં અદ્રશ્ય થઇ જતા જણાયા. ગિરિનાથ સમક્ષ પણ પોતાના ભાવિ અન્ધારનાં ઘોર અન્ધારાં ખડાં થયાં.

વખત પૂરાઇ ગયો હતો. પટેલની સ્થિતિ વિચિત્ર થતી જતી હતી. હુકમાનુસાર ગિરિનાથ પાસે મકાન ખાલી

કરાવવાનો વખત થઇ ગયો હતો. પણ એ જુલ્મી હુકમની યાદ અણાવવાની પટેલમાં કઠોરતા ન્હોતી. તે ઉઠ બેસ કરવા લાગ્યા.

સ્ત્રી એટલે ધૈર્યની ખાણ. જીવનભર ભઠ્ઠીમાં બળ્યા કરવાં છતાં એ સદા સાવધ અને સ્વસ્થ હોય છે. ગંગામાએ પટેલની બૂરી પરિસ્થિતિ પારખી. માયાપૂંજીમાં જે બે પાંચ ફાટયાં તુટયાં કપડાં અને બે ચાર ભાંગ્યાં પુટયાં વાસણ હતાં ત્હેની પોટલી બાંધી ગંગામાએ તૈયાર રાખી હતી. પોટલી લઇ તે ઉઠી. એક નિઃશ્વાસભરી હાય ઝુંપડી અને મન્દિરમાં પ્રસરી વળી. વાતાવરણ અસહ્ય કરુણ બની ગયું હતું. ગામમાંથી આવેલી લગભગ બધીજ સ્ત્રીઓની આંખમાંથી ઉષ્ણાશ્રુ ટપકયે જતાં હતાં.

ગંગામાં ઉઠતાં બેહોશ જેવો ગિરિનાથ પણ "શિવ શિવ" કરતો ઉભો થયો. લોકસમુહને એક દષ્ટિથી નિહાળી શિવજીને છેલ્લા પ્રણામ કરવા તે મન્દિરમાં ગયો. દરરોજ મન્દિરમાં પગ મુકતાંજ માથા પર લટકતા ઘન્ટના નાદથી એ મન્દિર ગજવી મુકતો. સ્વાર્પણ એજ જેનો નિશ્ચય છે તે બાહ્ય હાવભાવ વિસરી અન્તરમાં સમાધિસ્ત થઇ જાય છે. ગિરિનાથને પણ આજે ઘન્ટ વગાડવાની કે ગાલમાં મુક્કીઓ મારવાની વિધિની કશી પડી ન્હોતી. તે મન્દિરમાં ગયો. શિવજીનાં દર્શન થતાં તરત બેશુધ્ધિમાંજ ત્હેનાથી એક અતિ કરુણ નિઃશ્વાસ નંખાઇ ગયો. મન્દિરના ઘુમ્મટમાં અથડાઇને નિસાસાનો પડઘો પાછો આવે તે પહેલાં તો ગિરિનાથ શિવજીના ખોળામાં લોટી પડયો હતો.

કેટલોક વખત થવા છતાં ગિરિનાથ ન આવ્યો ત્યારે પોટલું નીચે મુકી ગંગામા મન્દિરમાં ગયાં. તરતજ ભયંકર ધબાકાની સાથે એક કારમી ચીસ પટેલે અને બહારનાં સઘળાં લોકોએ સાંભળીઃ "ઓ મ્હારા પ્રભુ !"

## ભિખારણ.

વર્તમાન સ્થિતિ ગમે તેવી હોય તો પણ એના કરમાયલા, ફીક્કા વદન પર બારિકીથી જોનારને ભૂત અમીરી ઝળકતી દેખાયા વિના રહેતી નહિ. એને આવાં કેટલાંય વર્ષનાં પ્રભાત ઉગ્યાં ને આથમ્યાં હતાં. કૈંક શિયાળાની કકડતી ઠન્ડી પૃથ્વી માતાની ગોદમાં લપાઇને એણે સહી હતી. કૈંક ઉહનાળાના પ્રખર તાપ ધનિક લત્તાના માર્ગ પર નીતરતે દેહે એણે સહ્યા હતા. કૈંક ચોમાસાનાં ભયંકર વાવાઝોડાં, કમ્પાવનારાં ગગનગર્જન અને આખીય પૃથ્વી જાણે હમણાંજ બાળી ભસ્મ કરશે એવી ત્રાસદાયક વિજળી કાળરાત્રિનાં તુમુલ તોફાન વચ્ચે એણે એક નિર્જન બન્ધ મકાનના ઓટલા પર જ જોયાં અને સહ્યાં હતાં.

એ એક ભિખારણ હતી. હતી તો ભિખારણ પણ એના તરફ જોનાર ભાવભીનો બન્યા વગર ન રહેતો. સ્ત્રીઓની તો એ સ્હેજે અનુકમ્પા મેળવતી. અને એ જ્યારે પ્રભાતના પ્રથમ પ્રહરે પોતાના અતિ મધુર કન્ઠથી ગીત આલાપતી ભિક્ષા લેવા નીકળતી, ત્યારે મીઠી નિદ્રામાંથી જાગતાંજ પ્રભુનું ભાન થઇ જતું. એનો કન્ઠ અતીવ

મધુર ને કોમળ હતો. એના ગાનમાં એક એવી આકર્ષક ભાવભરી કરુણતા સતત વહ્યા કરતી કે એ ગાતી ત્યારે આ યન્ત્રવત્ જગતપ્રવાહ ફરજયાત સ્થિર થઈ જતો. પછી મજુરીએ જતા મજુરનો વખત પૂરાઇ ગયો હોય કે શાક લેવા નીકળેલા શેઠીઆ કે નોકર-રસોયાને ગમે તેટલું જલદી શાક લાવવાનું હોય; મોર્નિંગ ટાઇમે મોડું થવાથી દોડતા વેગે જતા વિદ્યાર્થી હોય કે દર્દીની છેલ્લી ઘડીએ વિઝિટ લેવા કાયદા મુજબના છેલ્લા પાવરથી દોડતી મોટરમાં જતા ડૉકટર હોય; સર્વેને એ ભિખારણ પોતાનો સુન્દર આલાપ કાઢે ત્યારે ત્યાં અટકીજ જવું પડતું.

મધુરતા એ એક પ્રકારનું મહાબળ છે. સર્વ આકર્ષણના કેન્દ્ર દેદિપ્યમાન સવિતાદેવે પ્રભાત અને સન્ધ્યા પ્રકટાવ્યાં કે સાધ્યાં ન હોત તો એની કોઇ પૂજા ન કરત. ભરી પ્રકૃતિના સમ્પૂર્ણ સૌન્દર્યરૂપ શશિરાજે પૂર્ણિમા કે ચાંદની પ્રકટાવી કે ચમકાવી ના હોત તો એનાં કાવ્યો કોણ રચત ? મધુરતા લાગણીને ભાવનામય બનાવી પોષે છે, વિકસાવે છે. અભિમાનીને નમ્રતાના પાઠ પઢાવે છે. કામીઓ પાસે નિષ્કામની કિમ્મત કરાવે છે. મધુરતા એટલે પ્રેમ અને પ્રેમ એટલે મધુરતા. અને બન્ને એક થયાં એટલે તે સાધુતા. મોટા મોટા મુનિવરોને પ્રકૃતિની મધુરતાએજ ઇશ્વરની પ્રથમ ઝાંખી કરાવી છે.

આ ભિખારણને મધુરતાદેવી વરી ના હોત તો આ-જીવનમાંથી એ કયારનીય ભૂખી ને તરસી રિબાઈ રિબાઇ પૂરી થઈ હોત.

એની કથા કરુણ છે. રૂઢિવશ હિન્દુપ્રજાનો એમાં ક્રૂર ઇતિહાસ છે.

ઘણી ઉચ્ચ ગણાતી કેટલીક હિન્દુ કોમોમાં લગ્નનાં સાટાં થાય છે. એટલે કે પોતાની પુત્રી આપીને સાટામાં–બદલામાં પુત્રી લેવી. કાન્તાના કાકાની ઉમ્મર મોટી હોવાથી એના બાપે કાકાના સાટામાં અઢી વર્ષની ઉમ્મરે એને પરણાવી દીધી હતી. બિચારી દુઃખમાં જન્મી દુઃખમાંજ મરવા સરજાયલી હોય તેમ છ જ માસ લગ્નને થયા ને એનો બાલપતિ મરણ પામ્યો. દુઃખના ડુંગર બાલપણમાંજ એના ઉપર ખડકાયા.

સુખી કે દુઃખી, દિવસોને જતાં વાર લાગતી નથી. કાળનું ચક્ર નિયમિત ગતિથી એનું કાર્ય કર્યું જ જાય છે. આજે કાન્તાની વય ૧૫–૧૬ વર્ષની હતી. હવે એ મોટી થઈ એટલે એણે સમ્પૂર્ણ રીતે વૈધવ્યધર્મ (!) પાળવો જોઇએ.

સઘળા શુભ પ્રસંગો ત્યાજ્ય ગણી દુનિયાનાં બધાં દુઃખો પોતાના માની સદા શોકમય જીવનમાં ઝરાયા કરવું ત્હેનું નામ વૈધવ્યધર્મ. ઘરને ખૂણેજ જીવન પસાર કરવું, આ ફાની દુનિયાની માયાવી વસ્તુઓ ઉપર નજર સુધ્ધાં ન નાખવી, કોઇ પણ પરપુરુષ સાથે બોલવું નહિ–ત્હેની સ્હામેય ના જોવું, સાસરે હોય તો જેઠાણી–દેરાણી અને પિયર હોય તો નણંદ–ભોજાઈનાં છોકરાં રમાડવાં, રસોડાં સિવાય જગતનાં કોઇ પણ અન્ય વ્યાપારમાં માથું મારવું નહિ–હા, સગાસમ્બન્ધી કે ઓળખાણ પિછાણમાં કોઇ

મરી ગયું હોય તો ત્યાં જઇ આગલું પાછલું સમ્ભારી, છાતી કૂટી, રાગડા તાણી, રડતાં આવડવુંજ જોઇએ. આ બધા વૈધવ્યધર્મના પેટા નિયમો છે. આ સિવાય અધિકાર-હીન એક પણ કામ વિધવા કરે તો ત્હેનો દેવ રૂઠયો. આખું જગત નર્કમાં જાય! એથી ત્હેના સગાસમ્બન્ધી કે આડોશીપાડોશી એને ધગધગતા ઉનૂના ડામ દેતાં ના અચકાય !

કમનશીબ બિચારી કાન્તાના દુર્ભાગ્યમાં ખામી હશે તે ઇશ્વરે એને સૌન્દર્યવાન બનાવી. એટલે એને તો નમાલામાં નમાલા નિયમનું કડકમાં કડક રીતે પાલન કરવાનું. જો ચૂકી તો ઠાર માર્યા.

કોઇ પ્રેમના પેગામીએ જીવનના કલહોમાં પ્રેમથી ફત્તેહ મેળવી શકાય છે એમ કહ્યું છે. બિચારીનાં કર્મે એ સૂત્ર પણ જુઠું ઠર્યું. કાન્તા દેખાવે સુન્દર તેમ સ્વભાવે ય સ્નેહાળ હતી. ઘણા દુઃખી પ્રાણીઓ એના સ્નેહભર્યા બે શબ્દોથી શાન્ત પડ્યા હતા. પણ એના વૈધવ્યધર્મના પાલનમાં એ સ્નેહવૃત્તિજ શંકારૂપ નીવડી. કાન્તા આબાલ-વૃદ્ધ સાથે સ્નેહભરી વર્તણુક રાખતી. એક વખત કાંઇક કામે ત્રીજે ઘેર એને પ્રભુદાસ પાસે જવું પડયું.

પ્રભુદાસ એક ઉછળતો આદર્શવાદી નવજુવાન હતો. નવયુગના સંસ્કાર એનામાં જાગૃત થવા લાગ્યા હતા. ગુજરાતને અને ત્હેની સાથે હિન્દને–જગતને નવસંસ્કૃતિના મહાન મન્ત્રો જીવનમાં રટાવવાનાં એને સ્વપ્નાં આવતાં. એણે જીવનમન્ત્ર પોતામાં પચાવવા માંડયો હતો-

આજે પ્રભુદાસનો સ્નેહભર્યો ભાવ કાન્તાએ અનુભવ્યો. એણે જીવનમાં આજેજ આવો સ્નેહ જગતમાં હશે એમ જાણ્યું. તે પળથી પ્રભુદાસનું સંસ્કૃત વર્તન એના હૃદયમાં સમી ગયું. વખત જતાં પ્રસંગ મળતાં કાન્તાએ એક વખત પોતાની હૃદયકથા પ્રભુદાસને કહી નાંખી. વિધવાનું સંસાર ઝાળમાં બળતું જીવન પ્રભુદાસને અસહ્ય લાગ્યું. તે પછી એઓ કોક વખત મળતાં અને ભવિષ્ય ઉકેલવા. મિથ્યા પ્રયત્ન કરતાં.

પણ વૈધવ્યધર્મના કાયદાનું કાન્તા આમ છચોક ખન્ડન કરે એ હિન્દુ સમાજથી જોઇ રહેવાય ? તો તો હિન્દુ ધર્મ રસાતાળ જાય! દુનિયા નર્કના કીડાથી ખદબદી ઉઠે! ભાભીની કરડી આંખ કાન્તા ઉપર શરૂ થઈ. માબાપ તો ગુજરી ગયાં હતાં—એ તો દુઃખમાં દુઃખ ઉમેરાયાજ કરે—જગતનો એવો ક્રમ થઇ પડયો છે. અન્ય પાડોશી બૈરાં પણ આંગળી ચીંધી વાતે વળગ્યાં. ન છુટકે પછી એ પ્રશ્ન ભાઇને હાથ પર લેવો પડયો! ને બિચારી વિધવા બ્હેનને હિન્દુધર્મની હયાતી ખાતર નોટીસ આપવી પડી! "પ્રભુદાસ સાથે બોલશે તો ઘર બહાર કાઢીશ."

કાન્તાને હવે આ અસહ્ય થઈ પડયું. પોતાનાં દુઃખી જીવનમાં પ્રભુદાસ તરફથી જે કાંઈ બે શબ્દ શાન્ત્વનાના મળતા તે ય માજણ્યા ભાઈને ખૂંચ્યા. ભાભીનો કોપ તો દિને દિને વિકરાળ રૂપ લેતોજ હતો. એક દિવસ કાન્તાને ચોરીછુપીથી પ્રભુદાસ સાથે વાત કરતાં ભાભીએ જોઈ.

ધરવાયો. રાત્રે ભાઈ દુકાનેથી આવ્યા ને બિચારી નિરાધાર વિધવાને ભૂખી ને ભૂખી ઠોકર મારી બળજોરીથી બહાર કાઢી બારણા સખ્ત રીતે ભીડી દેવામાં આવ્યાં. એક નિર્દોષ અને નિરાધાર સ્ત્રીના આવા બેહાલ કર્યાં પછી ભાઇ–ભાભીને મન શાન્તિ વળી! પ્રભુનો પ્રકોપ ઓછો થયો જણાયો! એ હિન્દુસમાજ!!!

×..................×..................×

તે દિવસની કાન્તા તેજ આજની ભિખારણ.

×..................×..................×

બાગની શોભાનો સમ્પૂર્ણ આનન્દ ભોગવવો હોય તો પ્રકૃતિના નિષ્કામ ભક્ત બનવું પડે ભિખારણના નશીબે કે કમનશીબે એના ગાનનો–એની મિઠાશનો એક ઘેલો ભક્ત આ શહેરમાં જણાયો.

પ્રભુદાસ આજ મહિનાએક થયાં આ શહેરમાં આવ્યો હતો. અહીં એક "વિશ્વસંઘ" નામની સંસ્થા જનસેવાનાં કાર્યોમાં ઘણોજ સારો ફાળો આપતી હતી. એના પ્રમુખ એક પ્રખર વિદ્વાન અને મહાન તત્વજ્ઞાની હતા. કેટલાંક કાર્યાર્થે પ્રમુખ સાહેબ અઠવાડિયાં માટે પ્રભુદાસનાં શહેરમાં ગયા હતા. પ્રભુદાસે એ વખતેજ બી. એ; એલ. એલ. બી. ની પરીક્ષા ફર્સ્ટ કલાસ ફર્સ્ટ આવી પસાર કરી હતી. નવ-સંસ્કૃતિનાં સ્વપ્નાંમાં રાચતા સેવાપરાયણ દિલને વકીલાતનો જુઠો અને લાંચીઓ ધંધો કરવા કરતાં કાંઇક સેવાકાર્ય સાધવું હતું. એવામાં પેલા પ્રમુખ સાહેબે પોતાના "વિશ્વસંઘ" દ્વારા વિશ્વમન્ત્ર ફૂંકવા સંઘમાં જોડાવા વિનતિ કરી વધુ

વાટાઘાટ અને સહવાસે પ્રમુખ સાહેબનું દિલ પ્રભુદાસમાં વધુ પરોવાયું. ને ત્હેને "વિશ્વસંઘ"ના મુખ્ય મન્ત્રી તરીકે જોડાવા કહ્યું. સંઘના એક મન્ત્રી અમેરિકા માનસશાસ્ત્રના ખાસ અભ્યાસ માટે જતા હોવાથી ત્હેમની જગ્યાએ કોઇ ઉત્સાહી અને ભાવનાશીલ મન્ત્રીની જરૂર હોવાથી પ્રભુદાસનાં સ્વપ્નાં સિદ્ધ કરવાની એને ઘણી જલદી તક મળી ગઇ.

પ્રભુદાસ નિષ્કામ ભક્તિનાં મૂલ મૂલી શકતો હતો. એણે પેલી દિને દિને દુબળી થતી જતી ભિખારણને પોતાને ત્યાં આમન્ત્રી. એક સુન્દર ગીત ભિખારણે શરૂ કીધું. ભિખારણની કમ્મરે દીન મુખે બેઠેલાં એક ન્હાનકડાં બચ્ચાં તરફ પળે પળે જોતો પ્રભુદાસ ભિખારણનાં ગાનમાં ભાનભૂલો બન્યો. ગાન પૂરૂં થયું. પ્રભુદાસે ભિખારણના ફીક્કા હાથમાં અડધો મુકયો. ગરીબ બિચારી ભિખારણ ગદ્‌ગદ્ થઈ ગઈ. એક આભારભરી મીઠી નજર પ્રભુદાસ ઉપર નાંખી તે જતી રહી.

પ્રભુદાસ, આજે તે દિનનો મજબૂત બાંધાનો ફેન્સી પ્રભુદાસ ન્હોતો. એક ભયંકર માંદગીએ એને તાવી નાંખ્યો હતો. તે પછી બહુશ્રમી આજની કેળવણીના અસીમ પરિશ્રમે તેવો ને તેવોજ રહ્યા હતો. અને વિદ્યાર્થી જીવનની ફક્કડતા ત્યજી એણે સેવા સંઘનો ખાદીનો અંચળો ઓઢયો હતો. ઘણાજ પરિવર્તન પામેલા મરદ જેવડા પ્રભુદાસને ન તો કાન્તા ઓળખી શકી કે ન તો દુબળી અને છોકરાંવાળી કાન્તાને પ્રભુદાસ પિછાણી શકયો. તો પણ કાન્તા પ્રભુદાસને ત્યાં લગભગ દરરોજ ભિક્ષાર્થે આવતી. વખત જતાં

ઉભયને એકબીજાની ભૂત મૂર્તિ યાદ આવતી થઈ હતી.

એક દિવસ પ્રભુદાસે વિચારવશ બની કાન્તાને આ દશાનું કારણ પૂછ્યું. કાન્તા આજ કેટલાંય વર્ષે પેલા વિદ્યાર્થી પ્રભુદાસને ત્યાંનો પ્રથમ પ્રસંગ યાદ કરી પોતાની જીવનકથા કહેવા બેઠી. જેમ જેમ વાત આગળ વધતી ચાલી તેમ તેમ પ્રભુદાસની દ્રષ્ટિ સ્હામે ભૂતપ્રસંગ ખડા થતા ગયા. તે ક્ષણે ક્ષણે પેલા ગરીબ બાળકને જોવા લાગ્યો.

"પછી ?" સ્વપ્નવત્ પ્રભુદાસ વચમાંજ બોલી પડયો. એને આ કાન્તાજ હોવી જોઇએ એમ ચોક્કસ લાગ્યું.

"પછી ? પછી શું ? હું નિભાંગી વિધવા ભાઇએ પાળેલા કુતરા કરતાં ય ગઈ. ભયંકર કાળરાત્રિએ મ્હને એણે બહાર કાઢી અને બેભાન જેવી હું કયાં ગઇ ત્હેનું મ્હને ભાન નથી. પણ બીજે દિવસે દુનિયાના નફોગાર–વેશ્યાવાડામાં –એક શ્રીમાલિકના વચનો હું ઉપાડતી હતી એમ મ્હને લાગ્યું."

કાન્તાનાં અશ્રુ માતાં નથી. નિસાસા સમાતા નથી. પેલું બાળક બેઠું બેઠું માતાને રોતી જોઇ આંખમાંથી અણજાણે અશ્રુ સારવા લાગ્યું. આવડાં બાલક કરતાં ય હિન્દુસમાજની બુદ્ધિ અને દયા ગયાં છે એ જાણી પ્રભુદાસને કમ્પારી વછુટી. કાન્તાએ આગળ ચલાવ્યું.

"ત્યાં મ્હને ફટકારી ફટકારી ગાતાં શિખવવામાં આવ્યું. મ્હારો કન્ઠ મધુર હતો એટલે હું એને વધુ ઉપયોગી થઇ પડી. હું ગાતાં શીખી. અને પછી ?....ઓ ભગવાન્ ? મ્હારો જન્મ આપ્યો તો આપ્યો પણ પુનઃ કોઈ સ્ત્રીને આ હિન્દુ-

સમાજમાં જન્મ ન દેતો.” ઉંચુ જોઇ ચોધાર અશ્રુપ્રવાહે પ્રભુને પ્રાર્થી એક અતિ કરુણ હાયભર્યો નિઃશ્વાસ પેલાં બાળક તરફ જોઇ એણે નાંખ્યો. પ્રભુદાસથી આ ન જોવાયું–ન સ્હેવાયું. જોરથી આંખો બન્ધ કરી, કરુણ દુઃખને દૂર ખંખેરી હિમ્મત લાવતો હોય તેમ એણે બળપૂર્વક માથું હલાવ્યું. કાન્તાએ આ જોયું ને એનો વ્હેમ મજબૂત થયો. ધ્રૂજતે હેયે તેણે આગળ કહેવા માંડ્યું.

“....પછી....પછી તેણે–વેશ્યાએ મ્હારા....” કાન્તાથી નથી બોલાતું.

“ શું બ્હેન ? બોલ, બોલ. કહી નાંખ. મ્હારાથી નથી ધીરજ ધરાતી.” પ્રભુદાસ રડવા જેવો થઇ ગયો.

“ મ્હારા....શિ....શિયળ....શિયળને વેચી તેણે પૈસા કમાવાનું ધાર્યું. મહાબળે ઘણો જુલ્મ સહી હું અડગ રહી. પ....ણ પણ આખરે હું જીવન હારી ને મ્હારૂં જીવન મરણ પામ્યું. અને....”

ત્હેનાથી ન સ્હેવાતાં પેલાં બેભાન જેવાં આંસુ સારતાં બચ્ચાંને લઇ, છાતી સરસું ચાંપી નિઃસંયમ રોતાં રોતાં બેશુધ્ધ જેવી તે પડી ગઇ. એટલા પર તે ચત્તીપાટ પડી ને છાતી ઉપર પેલું પાતળું, માયકાંગલું, તેજહીન છોકરૂં. અલા ચિત્રકાર, આ ભિખારણની કરુણ દશાનું અને એ વાતાવરણ ન સ્હમજનાર પેલાં બાળકનું ચિત્ર તું ચિતરી શકશે ?

“....અને આ મ્હારા જેવીજ દુર્ભાગી છોકરીને માટે હું મ્હારૂં આ મૃતજીવન આમ પસાર કરૂં છું.” “ ઓ ભગવાન !” ના એક દર્દભર્યા અવાજથી પડ્યાં પડ્યાંજ કાન્તાએ ઉતાવળથી કહી નાંખ્યું. વાતાવરણ કમ્પી ઉઠ્યું.

નીતિધર્મની વધારેમાં વધારે કિમ્મત સ્ત્રીઓ આંકે છે. શિયળ વગરનું એનું જીવન એ "મૃતજીવન" માને છે. નિર્વિકાર–પવિત્ર જીવન એજ સ્ત્રીઓને મન મહાન આદર્શ છે. નીતિ વગરની સંસ્કૃતિ કે ઉન્નતિ સ્ત્રીઓને નકામી લાગે છે.

પોતાનાં આવાં કલંકી જીવન સાથ પ્રભુદાસ આગળ રહેવું એને અસહ્ય થઈ પડયું.

અશ્રુ સારતી આંખને ચોળતો પ્રભુદાસ સ્વસ્થ બની જુએ છે તો ન મળે ત્યાં કાન્તા કે ન મળે પેલું છોકરૂં. બારણે તાળું વાસી તે કાન્તાની શોધમાં નીકળી પડયો.

×..................×..................×

ગાંડા જેવો એક જુવાન સ્હાંજે નદી કાંઠે મૂઢ જેવો ફરતો હતો. લોકો જયારે સોનેરી સન્ધ્યાની સુન્દરતાનું અમૃત હૃદયે ધરતા હતા ત્યારે આ એકલો અટુલો માનવી સરિતાના સલિલપ્રવાહમાં આંખ નીચોવી અશ્રુપ્રવાહ ઉમેરતો હતો. પોતાના અમાપ જલમાં આમ ટીપાં ટીપાંથી ઉમેરો કરતા આ ઘેલા મનુષ્યની મૂર્ખતા પર હસતી હોય તેમ મસ્તીભર્યો ઉછાળા સાથે નદી વહીજ જતી હતી. પણ એની એ મસ્તી કે મશ્કરીની કશી પરવા વગર એ ત્યાં કયાંય સુધી પાણીના પ્રવાહમાં અનિમિષ નયને જોતો એક પત્થર પર બેસી રહ્યો. એટલામાં એણે દૂર એક મનુષ્યટોળું જોયું. વગર વિચારે એ તે તરફ ચાલ્યો. ત્યાં એક સ્ત્રીના મૃતદેહ ઉપર પંચકયાસ થઈ રહ્યો હતો. તે ચમકયો.

મુખ્ય મન્ત્રીપદની સર્વ પ્રતિષ્ઠાના બાહુને બાજુ પર રાખી તે દોડયો. ટોળાંને વીંધી વચ્ચે ગયો. અને મૃત-સ્ત્રી પાસે ગાભરૂં બની બેઠેલું, રડતું છોકરૂં એણે ઉંચકી લીધું.

## કાળજુનાં સ્વપ્નાં.

એનામાં અદ્ભૂતતા અને ઝમક ન્હોતાં. નવિનતા યે અધિકાંશે નહિ હશે. પણ જે હતું તે ઘણું બધું હતું. એના હૃદયમાં ભાવ હતો, લાગણી હતી, મૃદુતા હતી. સ્નેહની સર્જકતા તો સર્વ ઉણપને ભુલાવે એટલી પ્રબળ હતી. એની ભાવભરી મિઠાશે સંસારમાં અમૃત રેડયાં હતાં. એનાં અણુઅમ્યાં લાગણીનાં વ્હેણથી એણે સર્વનાં દિલ જીત્યાં હતાં. એની સ્નિગ્ધ મૃદુતાએ સર્વને દયાના પાઠ પઢાવ્યા હતા. એની સ્નેહની સુવાસે ઘરમાં સ્વર્ગ ઉતાર્યાં હતાં. આજે ભર્યાં ઘરમાં એને બધાંજ દેવી તરીકે પૂજતાં. સાવકાં સાસુજીને કાંઇ સન્તાન ન્હોતું. અને ઓને સ્વાભાવિક એવા પરિતાપને પરિણામે તેઓ સદા માંદલાં જેવાં રહ્યાં કરતાં હતાં. ત્હેને પુષ્પલતાનાં મંગળ પગલાં પછી એક પુત્ર થયો. ને તજ્જન્ય સુખ સન્તોષથી ત્હેની બિમારી પણ જતી રહી. આ બનાવ પછી તે પુત્રવધૂને સાક્ષાત જોગમાયા ગણી ત્હેના પર પુત્રીથી ય અધિક વ્હાલ રાખતાં. અને આ દાખલાથી ઘરમાં સઘળાં માણસોનાં માન અને પ્રેમ એને ઘણાં મળવા પામ્યાં હતાં. પણ એથીય

વધારે સુખ તો એનાં સદા સ્નેહાળ અને ભાવભર્યાં વર્તનથી જે સૌરભ પ્રસરતી ત્હેની સુવાસમાં હતું.

સ્વાભાવિકજ દિલને લાગે કે સાસરામાં સર્વને પ્રિય અને દેવીતુલ્ય ગણાતી પુષ્પલતાને આ જીવનમાંજ સ્વર્ગ-સુખ હશે. એને દુઃખ જેવી કોઇ વસ્તુ હોયજ ક્યાંથી? પણ આ જગર્જ્જનની સમી અમૃતદેવીના સંસારમાં પહેલી નજરે જોતાં જેટલાં સુખ, સમૃધ્ધિ અને સન્તોષ દેખાતાં તેથી હજાર ઘણાં દુઃખ ને દર્દ એના દિલમાં જોનારને સદાય ચણુચણ્યાં કરતાં જણાતાં.

પુષ્પલતા જ્યારે તેર–ચૌદ વર્ષની થઇ ત્યારથી એને ભાવિ જીવનનાં સ્વપ્નાં આવતાં. એનાં અન્તરમાં સુખી જીવન જીવવાના અભિલાષ ત્યારથી જાગ્યા હતા. એને પર-ભવનો સ્વાર્થ સાધવા કરતાં આ ભવનાં સુખ શોધવાં હતાં. સંસારમાં સ્નેહનાં સ્વર્ગ ઉતારી એને જીવન સમ્પૂર્ણ સુખી જીવવું હતું. એ દુનિયામાં કર્કશતા અને કરુણતા, પ્રમાદ અને પાખન્ડ જોતી ત્યારે પોતાના ભાવિ સંસારની રેખા દોરતી. કંકાશી સ્ત્રીઓની દુઃખી જીન્દગીમાંથી બોધ લઇ એ સ્નેહભર્યું જીવન જીવવાના મનોરથ ઘડતી. સાહિત્યમાં જેને 'એકાત્મા' 'જીવનભાગી' વગેરેની દ્રષ્ટિથી જોયાં હતાં. એવાં દમ્પતિના અરસપરસના વ્યવહારમાંથી કલહ અને કટુતા એ જોતી ત્યારે એને કમ્પારી આવતી. પણ પરણ્યા પછી એકાત્મા બની, જીવનભાગી બની જીવવાના પોતાના સ્વપ્નાં એ ત્યારથીજ રચતી જતી હતી.

એનો વિવાહ તો એ દસેક વર્ષની હતી ત્યારથીજ થઇ ગયો હતો. પ્રસંગવસાત એ કેટલીક વખત સાસરે જતી. પોતાના ભાવિ ભરથારને તીરછી નજરે છાનીમાની જોઇ જઇ પોતાની બુધ્ધિથી ત્હેની મહત્તા આંકવા એ તે વખતે ય મથતી.

×.................×.................×

રમણલાલ ફૂટડ જુવાનીઓ હતો. વીસમીસદીની છેલ્લી ફેશનના વાળ હોળી એ વાળ સદા સરસજ રહે ત્હેની પૂરતી કાળજી એ રાખતો. કપડાં પણ છેલ્લી ફેશનની સીલાઇનાંજ અને તે યે ઉમદા અને છેલ્લાં આવેલાં કાપડનાંજ સીવાડતો. સેન્ટ લગાવેલો રેશમી રૂમાલ તે હમ્મેશાં હાથમાં રાખતો. આવા રમણલાલને કદીક હવામાં રૂમાલ ઉરાડતો, સીટી વગાડતો, અધ્ધર અધ્ધર ચાલતો—હવામાં ઉછળતો જતો પુષ્પલતા જોતી ત્યારે એના ન્હાનાં હૈયાંમાં ઉલ્લાસની ભરતી ઉભરાતી અને પોતાને ધન્ય માનતી. દ્રષ્ટિમર્યાદાની છેલ્લી હદ સુધી એ રમણલાલને જોઇ રહેતી.

રમણલાલ જ્યારે અંગ્રેજી નિશાળમાં દાખલ થયો ત્યારથી પોતાના દિન ચઢતા થયા એ માનતો. એક તો દેખાવડો અને વળી ફૂટડ રહેવાની ટેવ. એટલે જોનારને એ પ્રથમ તો તરતજ આકર્ષતો હતો. એનો કન્ઠ તે વખતે મધુર કહેવાય એવો હતો. હિમ્મતવાન પણ તેટલોજ. એટલે વિદ્યાર્થી અવસ્થામાંજ એણે સ્ટેજો અને થીએટરો ગજાવવા માંડયાં. રમણલાલ સ્ટેજ ઉપર આવતો ને તાલીઓનો ગડગડાટ ગાજી ઉઠતો. આવા દેખાવ જોઇ આખરે કુમળા

મગજની નરમાશ ભૂંસાતી ગઇ અને તે અભિમાનનું રૂપ લેતી ગઇ. પણ એથી ય એના ભવિષ્યને છૂંદનાર વસ્તુ તો બીજીજ હતી.

લગ્ન જેવા મંગળ પ્રસંગે ઘેર વેશ્યા નચાવવામાં ઘણી વખત આપણા ધનિકો ગૌરવ અને પ્રતિષ્ઠા સ્હમજે છે. પણ એ ગૌરવ અને પ્રતિષ્ઠા કે પોતાની વિલાસવૃત્તિ સન્તોષતાં કેટલાંય કુમળાં હૈયાંમાં એની બૂરી અસર કેટલીક વખત પેસી જાય છે ત્હેનું ભાન આ કીર્તિખોરોને નથી હોતું.

રમણુલાલને સંગીતનો અને કલાનો શોખ મૂળથી હતો. એટલે એ આવા જલસામાં લાગ મળે પહેલી તકે જતો. એક વખત સત્તર–અઢાર વર્ષની, યુવાનીમાં ફાટફાટ થઇ રહેલી, અણુખીલ્યાં પુષ્પ સરખી, એક નાજુક અને અતીવ સુન્દર ગણિકાના મર્મચ્છેદક નાચે રમણુલાલને કેફ ચઢાવ્યો. ત્યારથી એ ગણિકાનો લગભગ ભક્ત બની ગયો. ત્હેની કૃત્રિમ સુન્દરતા અને અંગમરોડથી વધતી આકર્ષકતામાં એ આંધળો બન્યો. ત્યારથી એક પણ જલસો એ છોડતો નહિ. શહેરના ગમે તે ખૂણે ગમે તેવી વજનદાર કે હલકટ ગણિકાનો નાચ હોય ત્હેની રમણુલાલને ખબર પડયા વગર નજ રહેતી. અને પછી રમણુલાલ તે જલસો છોડેજ શેનો !

સંગીતની શુદ્ધ ભાવનાનો અને ઉત્કૃષ્ટ કલાનો કેવળ અનર્થ થતો હોય તો તે આવાં સ્થાનો છે. સંગીત એ આત્મભાનનું એક સબળ સાધન છે. સંગીતની મહાન શક્તિ

## અનાવિલ "પોકાર" માસિકના-સહાયક



**શ્રીયુત પરાગજીભાઈ (કતારગામકર) મુંબઈ.**

☞ શ્રી "અનાવિલ સુધારક મંડળ"ના જ્ઞાતિ ઉન્નતિના સુ[illegible]
ઉદ્દેશ કરાવવાનું-તાપીથી વાપી સુધી સમસ્ત અનાવિલોમાં

**⁘ પ્રચારકાર્ય કરનાર-જ્ઞાતિના નવયુવાન સેવક ⁘**

અનાવિલ "પોકાર" માસિકના-સહાયક




**શ્રીયુત મોરારજીભાઈ (ગોળકર) મુંબઈ.**

☞ શ્રી "અનાવિલ સુધારક મંડળ"ના જ્ઞાતિ ઉન્નતિના ઉ
ઉદ્દેશ ઠરાવાનું-તાપીથી વાપી સુધી સમસ્ત અનાવિલોમા
**⁘ પ્રચારકાર્ય કરનાર-જ્ઞાતિના નવયુવાન સેવક ⁘**

પ્રકૃતિને ડોલાવવા સમર્થ નીવડે છે. અને માટેજ સંગીત એ સર્વોત્કૃષ્ટ કલામાંની એક ગણાય છે. પણ જ્યાં અન્યને રાજી રાખવા ખાતરજ મોહક આલાપો લેવાય છે ત્યાં કલાનો કેવળ વ્યભિચારજ થાય છે. એવા સંગીતકાર પોતાને માટે કશું નથી કરી શકતા. ત્હેમાંય આ સદીની નર્તિકા એટલે તો કેવળ મોહ અને આકર્ષણથી પુરુષોને કઈ રીતે પરવશ બનાવાય ત્હેની યંત્રજાળ રચતી માયાદેવી. રમણુલાલ કાચી વયેજ એ માયાના રંગમાં રંગાયો હતો.

×......................×......................×

પુષ્પલતાને પરણ્યાને આજે ત્રણેક વર્ષ થઇ ગયાં હતાં. કૌમાર જીવનનાં ભાવિ સ્વપ્નાં સિદ્ધ કરવાના એના દિવસ આવી લાગ્યા હતા. પણ રમણુલાલ બહાર ગામ હતો. અંગ્રેજી અભ્યાસમાંથી કન્ટાળતાં એના કલારસિક પિતાએ એને કલાભૂવનમાં મુકયો હતો. અભ્યાસ કરીને એ આવ્યો. અને એને કલાની ધૂન લાગી હતી એમ સૌ કોઈ કહેતાં.

કુમારિકાના કોડનો કંઇ પાર છે ? દરેક મુગ્ધાઓ ઘરના એકાદ નિર્જન ખૂણે અનેક અનેક આશાઓ અને અભિલાષાઓના કીલ્લા ઘડતી ને પોષતી હોયજ. પુષ્પલતાને તો રમણુલાલ જેવો શહેરમાં કીર્તિ પામેલો, સંગીતશોખીન ને કલારસિક જુવાન મળવાનો હતો. એણે કેટકેટલા આશ-અભિલાષ અન્તરમાં રોપ્યા અને પોષ્યા હશે ? પણ રમણુલાલની કલા સત્યરૂપે વિકસે તે પહેલાં એણે અનર્થકારક માર્ગ ગ્રહણ કરી લીધો હતો. એને હમણા કલાની ધૂન લાગી હતી. પણ

ત્હેમાં કલાની ઉપાસના ન્હોતી. એ કલાનો ઉપાસક મટી કલાનો વ્યભિચારી બન્યો હતો. બાલ્યાવસ્થાનો મધુર કન્ઠ તો હવે દુર્વ્યસને ગુમાવ્યો હતો. પણ જે કલા એણે અભ્યાસે હાથમાં ઉતારી હતી તે પણ ઘણી બધી હતી. જો એ ધારત, શુદ્ધ નિશ્ચય કરત તો થોડાજ વખતમાં ઓછા પરિશ્રમની સાધનાથીજ કલાદેવીને જીવનમાં જગાવી શકત. પણ એના રાહ ઉલટા હતા. એની કલાની ધૂન આત્મપોષક નહિ પરન્તુ વિલાસપોષક હતી. દિને દિને કલાના નામે, કલાનાં ઓઠાં નીચે એણે પોતાની વિલાસવૃત્તિ એટલી સન્તોષવા માંડી હતી કે તે કયાં જઈ અટકશે–અથડાશે–ત્હેની કલ્પના ન્હોતી થઇ શકતી.

આ બધું પુષ્પલતા પોતાની સગ્ગી આંખે જોતી. અને એથી એનાં અન્તરમાં કાંઇક ભડકાંઓ જાગ્યાં હતાં. એકાત્મા બની સમ્પૂર્ણ જીવન જીવી આ સંસારમાં સ્વર્ગ ઉતારવાને બદલે સમ્પૂર્ણ દુઃખી અને નર્કકુન્ડમાં ખદબદતી પોતાને એ આજે જોતી હતી. રમણલાલના એકેએક વર્તનપર એ બારિક નજર રાખતી. જયારે પોતાના જીવનભાગીનું જીવન આમ કુમાર્ગે ચૂંથાતું એ જોતી–જાણતી–ત્યારે એને અતિ પરિતાપ થતો. અને સ્નેહભરી વિનતિ કરી રમણલાલને સત્યમાર્ગે દોરવાના એ ઘાટ ઘડતી. દરરોજ ઘણી ઘણી હિમ્મત એકઠી કરતી. પણ દેખાવે સુન્દર અને સ્વભાવે ઘર બહાર સ્નેહાળ અને મળતાવડો લાગતો રમણલાલ, ઘરમાં પેસતાં અક્કડ અને તટસ્થ થઇ જતો. એની એ

તટસ્થતા એટલી શુષ્ક અને ભયંકર લાગતી કે એની ગેરહાજરીમાં મહાપ્રયાસે એકઠી કરેલી પુષ્પલતાની સઘળી હિમ્મતના પ્રથમ દર્શનેજ ચૂરેચૂરા થઇ જતા. રમણલાલની ગેરહાજરીમાં પુષ્પલતાને કલ્પનાસ્મૃતિથી જે સ્નેહકમ્પ થતો તે એની હાજરીમાં ભયંકર ત્રાસદાયક કમ્પારીનું રૂપ લેતો. એ કરુણ કમ્પારીનો એકેક કમ્પ એના જીવનને ભડકે બાળી ભસ્મ કરતો હતો. કમ્પે કમ્પે એના દિલની આગ વિક્રાળ રૂપ લેતી જતી હતી. અને એ લ્હાયમાં એને સદા જલ્યા કરવાનું હતું.

રમણલાલને આ બધું જોવા જાણવાની પડી ન્હોતી. એને તો પુષ્પલતા કરતાં સુન્દર એવી અનેક સુન્દરીઓનો સાથ છે એમ જણાતું. એની કલાવૃત્તિ કોક વાર સરિતાતટે રમ્ય સન્ધ્યાના મનોહર દર્શને ખેંચી જતી. પણ ઘણે ભાગે તો એ વૃત્તિ સુન્દરીઓના સંઘમાંજ વિલીન થઇ જતી. શહેરની એક પણ સૌન્દર્યવાન સ્ત્રી રમણલાલથી અજાણી ન્હોતી. પોતા માટે ઝૂરતી, પોતાની જીવનભાગી બનવા તલસતી કોડવન્તી ગૃહદેવીનું મધુર અમૃત ત્યજી એ શહેરની સુન્દર સુન્દર રસિક લલનાઓના લાડકોડ પૂરા પાડવા હમ્મેશ તલસતો. સંજોગો પોતાના કરી–પ્રસંગો ઉપજાવી નવી નવી અનેક તરુણીઓના તનમનાટ જોવા ને ઝીલવામાં પોતાની સર્વ શક્તિ વેડફી નાંખવા એ ચૂકતો નહિ. અને સુન્દર સુન્દરીઓના દર્શનમાં, એના અંગેઅંગનું લાલિત્ય નિહાળવામાં, પોતાની કલાવૃત્તિ પોષે છે એમ પણ માનતો. સત્ય બીના શું

છે તે એનાથી અજાણી તો ન્હોતીજ. પણ એકાદ ન્હાનામાં ન્હાનો પ્રસંગ પણ જીવનમાં અજબ પરિવર્તન કરવા સમર્થ નીવડે છે. તેમ પેલો નાચ જોયા પછી સ્ત્રીઓનાં અંગમરોડનો, સ્ત્રીઓના ગુલાબી ચહેરાનો, સ્ત્રી સર્વસ્વનો એ ભોગી બન્યો હતો. એ કોઈ યુવતિનું ચિત્ર ચિતરતો ચિતરતો ઘણી વખત પ્રખર ભાવનાશીલ ચિત્રકારની પેઠે એકચિત્ત થઈ જતો. પણ પોતે જે મૂર્તિ સર્જતો ત્હેની ભાવનાશાળી સર્જનતાની એ એકાગ્રતા ન્હોતી–યુવતિના અંગોનું લાલિત્ય ઘડવામાં જે અવયવો એની વિલાષિતા પોષતા ત્હેને અધમ-વૃત્તિથી નિહાળવામાં, ખીલાવી ખીલાવી ત્હેને નિહાળી નફ્ફટતાથી રાચવામાં હતી. એ ઘડાતી કલ્પનામૂર્તિનો સર્જક છતાં ભોજક બનતો–પિતા મટી પાપી બનતો. ઘરમાં જીવતી જાગતી મિઠાશ ત્યજી એ ઘણી વખત આવી કાલ્પનિક પાખન્ડી મિઠાશમાં મઝા માનતો. જે માનવીમાં વિલાષિતા જાગે છે, પાખન્ડવૃત્તિ પ્રકટે છે અને તે જો કલાબાજ હોય તો ત્હેનો સ્નેહ શુધ્ધ સ્વરૂપ ત્યજી નવિન નવિન સ્નેહવૃત્તિ પોષવાનો માત્ર અભિનયજ બની જાય છે. રમણલાલને માટે પણ એમજ બન્યું.

×....................×....................×

એક વખત એના પિતાશ્રી ભયંકર બિમારીમાં પડયા. સઘળાં સચિન્ત ત્હેની સારવારે લાગ્યાં. પણ વિલાસી રમણલાલને આ બધાંની કશી પડી ન્હોતી. એનું તો તેજ જીવન હજી ય જતું હતું. ડૉકટરને બોલાવવા કે દવા લાવવા

એનાં માતુશ્રીને કે કયાંતો ગૃહિણીને જાતે જવું પડતું કે મ્હોલ્લામાંથી અન્ય કોઇને મોકલવું પડતું. રમણલાલ તો દસ વાગે જમીને જે જતો તે કોઈ દિવસ રાત્રે દસ વાગે નહિ તો બાર બે વાગે ઝમે ત્યારે આવતો ને સવારે નવ વાગે ઉઠતો. પોતાની માંદગી વખતે પણ રમણલાલની આજ નીતિ પિતાએ જોઇ ત્યારે એને પડચાં પડચાં અસીમ પરિતાપ થયો. મરદ જેવા મોટા પુત્રને કેટલી વખત ઠપકો આપવો ? પન્નાલાલે સમજુ યુવાનને કહેવા જેવું ઘણી વખત કહ્યું હતું. પણ વિલાસમગ્ન પુત્ર સ્વચ્છન્દી બન્યો હતો.

બે દિવસ થયાં બબ્બે કલાકે આપવાની દવા ડૉકટરે આપી હતી અને પન્નાલાલને રાત્રે ઉંઘ પણ ન્હોતી આવતી એટલે એને કોઇ સાથી પણ જોઈતું હતું. આવાં કારણે સાસુવહુએ રાત્રે વારાફરતી જાગરણ કરવાનું નક્કી કર્યું હતું. અત્યારે પુષ્પલતાનો વારો હોવાથી તે પલંગની પાછલી પાંગત પર બેસી સસરાજીના પગ દાબતી હતી. બે વાગ્યા પણ હજી રમણલાલ ન્હોતો આવ્યો. આજે એક જગ્યાએ નાચ હતો. નાચના રંગમાં એ ઘેર આવવાનું ભૂલ્યો હતો. પણ વધારે વિકટ તો એ હતું કે ગઇ કાલેજ માંદગીના બિછાનામાં સડતા પિતાજીએ એને વ્હાલભેર પણ રોષભર્યો બોધ દીધો હતો. પોતાનું આવી વખતનું વચન પાળવા પણ રમણલાલ તૈયાર ન્હોતો એમ જ્યારે પન્ના-લાલને લાગ્યું ત્યારે એનું શરીર ધગધગી ઉઠયું.

" મ્હારૂં નામ બોળવા બેઠા છે એ તો. આજે પન્દર પન્દર દિવસ થયાં હું માંદો છું, આખું શહેર મ્હારી બિમારીથી ચિન્તાતુર છે ત્યારે મ્હારોજ દીકરો આવો

કુલાંગાર નીકળ્યો. એને કશી નથી પડી. ઓ ભગવાન ! પણ બેટા ! એ નફફટને તું કાંઇ શિખ દે ને ?" ઘણો સંયમ જાળવવા છતાં દર્દની બિમારીમાં ઘણા દહાડાનો અસન્તોષ પુત્રવધૂ આગળ પન્નાલાલે વ્યક્ત કરી દીધો.

પુષ્પલતા સસરાજીના સ્નેહભર્યા પ્રશ્નનો જવાબ આપવા વિચાર સરખો પણ હજી નથી કરી રહી ત્યાં તો બારણું ખખડ્યું. પન્નાલાલનો રોષ ગુસ્સાનું સ્વરૂપ લેતોજ હતો, ત્યાં તો રમણુલાલ આવ્યો. રમણુલાલ આવતાં અન્તરમાં ઉદ્ભવતો ગુસ્સો ત્હેની ઉપર ખાલી થઇ ગયો. પન્નાલાલના માંદા અને અશક્ત છતાં ગુસ્સાથી મોટા અવાજે નીકળતા ઠપકાથી ઘરનાં સઘળાં માણસો જાગી ઉઠયાં. રમણુલાલનાં દાદી જે પાસેજ સૂતેલાં હતાં તે જાગ્યાં ને માંદા દીકરાનું માથું પકડી મગજ વધુ ન તપાવવા કહેવા લાગ્યાં. રમણુલાલની બે ન્હાની બ્હેન પાસેનાં બારણામાં લપાતી લપાતી બાપુના ગુસ્સાથી ધ્રૂજતી ધ્રૂજતી જોવા લાગી. પુષ્પલતા પલંગ પાછળ ઉભેલી હતી. તે નીચું નિહાળી આંસુ સારતી હતી.

"હરામખોર ! મ્હારા જેવડો થયો તો પણ હજી તેવોજ મૂર્ખ રહ્યો કે ? કાલે શાન્તિથી કહ્યું છતાં ભાઇ સાહેબના ધ્યાનમાં ન ઉતર્યું. એ તે કઇ જાતની ત્હારી કલા અને કઇ જાતનો ત્હારો શોખ ? શરમાતો નથી ? ઘરમાં બાપ માંદો છતાં રાત્રે ત્રણ ત્રણ વાગે ઘેર આવે છે. અને તું જીવતો છતાં ઘરની જુવાન વહુને દવા લેવા જવું પડે ! ભાઇને જવા દે—મોટો થયો એમ ધારી

કાંઇ ન કહે ત્યારે દિવસે દિવસે છેક વન્ઠી ચાલ્યો. આ પ્રાણમાં પ્રાણ પૂરે એવાં સાક્ષાત કલાદેવી જીવતાં જાગતાં ઘરમાં છે ત્હેને ત્યજી બહાર કેમ નકોવાડો માંડયો ? મ્હારાથી હવે સાંભળ્યું જતું નથી. જો જરા આનાં દેદાર. એને પગે પડ. કાંઇ શિખ દેશે. છેક નફ્ફટ ન બન.” પુષ્પલતા તરફ આંગળી બતાવી પન્નાલાલે ઘણા દિવસનો ખીજવાટ બહાર કાઢી નાંખ્યો.

વાતાવરણની સ્થિતિ અસહ્ય બનતી જતી જોઇ ભુટ કાઢવા જતાં પિતાજીના શબ્દપ્રહારથી સ્તબ્ધ બની ત્યાંજ ઉભેલા રમણલાલને એની ઓરમાન માતા માળ ઉપર લઈ ગઇ. ખાવાનુ પડતું મુકી રમણલાલ પથારીમાં શબવત્ પટકાયો.

પિતાજીના શબ્દે શબ્દ પર રમણલાલ વિચાર કરવા લાગ્યો. જ્યારે વિચાર કરવાની સમતોલતા માણસમાં જન્મે છે ત્યારે ત્હેનામાં મનુષ્યત્વ જાગતાં વાર નથી લાગતી. રમણલાલને પણ તેમજ થયું. પોતે કલાને નામે કેવળ વિલાષિતા અને પાખન્ડ વધારતો જતો હતો એ એને આજે સત્ય સ્વરૂપે દેખાયું. તે સાચ્ચી કલાજ નથી કે જે કલા સર્જાવતાં એક પણ ગરીબ નિર્દોષ પ્રાણીને દુઃખ રૂપ નીવડે એમ એને આજે જણાયું. ગરીબ આંખે આંસુ ઢાળતી પુષ્પલતાની સૌમ્ય મુર્તિ એની કલ્પના સમક્ષ ખડી થઇ.પાંચ વર્ષ ભડભડ ધીગતી ભઠ્ઠીમાં એને સતત બળતી જોઇ એ કમ્પી ઉઠયો. પુષ્પલતાએ અખૂટ ધીરજ ધરી હતી. પોતે આમ સ્વચ્છન્દે વર્તે અને એ બધું જાણવા છતાં ઉફની વરાળ સુધ્ધાં ન નીકળવા દેનાર મહાશક્તિમતી પુષ્પલતા માટે એના દિલમાં માન અને લાગણી પ્રગટ્યાં.

કેટલાક કહે છે કે સ્રીની બુધ્ધિ પગની પાનીએ. એ કેટલું સત્ય હશે તે તો કહેનાર જાણે પણ પન્નાલાલનાં

છેલ્લાં વાકયે પુષ્પલતાને મહાબળ દીધું હતું. "તું કાંઇ શિખ હેને ?" એમાં રહેલો સ્રીશક્તિનો અવાજ પુષ્પલતા પામી હતી. એને લાગ્યું: સ્રી નિર્બળ નથી. અબળા નથી. ભલા પુરુષોને ઠેકાણે લાવવાનું સામર્થ્ય સ્રીઓમાં છે. સ્રી એટલે સ્નેહની મૂર્તિ. સ્રી પોતાના સ્નેહભર્યા અમીથી પુરુષને અમરતાના પાઠ પઢાવે છે. તે માળે ગઈ. શબવત્ પડેલા રમણલાલનું ઉંધુ માથું ચત્તું કરી પોતાના ખોળામાં એણે મુકયું. રમણલાલની આંખમાંથી ચોધાર અશ્રુપ્રવાહ વહી ગયો હોવો જોઇએ એમ ગાલ ઉપર પડેલા આંસુના લીસોટાથી એને લાગ્યું. રમણલાલની શુષ્કતા અને તટસ્થતા એણે ગૂમ થયેલી જોઈ. એની શુષ્કતા ઓરમાન માતાની ભાવભરી શાન્ત્વનાથી પીગળી ગઇ હતી. એની તટસ્થતા કરુણ દર્દના કારમા ઘા આગળ ઓગળી ગઇ હતી. માણસ જ્યારે ચારે બાજુના પ્રહારોથી ઘેરાય જાય છે અને એના જીવનમાં કેવળ દર્દ વ્યાપે છે ત્યારે ત્હેને સાચ્ચા સ્નેહની કિમ્મત થાય છે. જીવનમાં પહેલી વખત તેણે પ્રિયાના અંકમાં માથું નાંખી પ્રિયાનું ચન્દ્રિકાથીય ઉજ્જવળ ઓપતું વદન નિહાળ્યું.

એને લાગ્યું કે "બબ્બે હજાર દિવસોની સતત ઝાળમાં ઝરાવા છતાં આ મુખડું હજી આટલું સ્નિગ્ધ છે, તો મેં એને સ્નેહઅમી પાઇ પોષ્યું હોત તો કેટલું તેજસ્વી બનત ? ખરેખર ! હું નિર્દય હૃદયહીન નીવડયો. સાચ્ચું સત્ય ત્યજી મેં પત્થરોમાં માથાં ફોડયાં." તે પુષ્પલતા તરફ જોવા ગયો તો ત્હેની આંખમાંથી અશ્રુ ટપકતાં હતાં. પ્રિયાનાં અશ્રુ રમણલાલે ચૂમી લીધાં. ને પુષ્પલતા પોતાના જીવનભાગીને બાઝી પડી. બન્ને બે મટી એક થઇ ગયાં. અનન્તકાળને વિસારી તેઓ એકબીજાને બાઝી રહ્યાં.

વર્ષોની તપશ્ચર્યા પછી પુષ્પલતાએ પોતાનાં કાળજુનાં સ્વપ્નાં સિદ્ધ કીધાં.

## ચાર પત્રો–એક સ્નેહકથા.

વ્હાલા ભાઈ વિનીત!

ત્હમારો પત્ર ઘણા દિવસ ઉપર મળેલો. વખતના અભાવે હું મોડો પડયો. માફી માગું ?

ભાઈ! ત્હમે લખો છો: "પૂર્વની ઉત્સુકતા કયાં ગઇ? જે યૌવનના પડઘા ત્હમારા પત્રમાં પડતા તે કયા રસાતલમાં લપાઇ ગયા ?"

આત્મન્! આજે કેટલાય વખતથી સત્યગોપનનો કીડો મ્હને ડંખ્યા કરતો હતો. પણ જેમ વધુ જાણકાર ન થાય તેમ ઠીક એમ માની મેં ત્હમારી આગળ મ્હારૂં હૃદય છુપાવ્યું હતું. આજે હું મ્હારી આત્મકથા કહી નાખું. પણ ત્હમારા તરફથી આ વાત અન્ય પાસે ન જ જાય એ શરતે.

---

ભાઇ! મ્હારા પિતાશ્રી ઉપર કાંઇક સન્દેશ લઇને એ આવેલી. પિતા ન્હોતા. સન્દેશ મેં સૂણ્યો. પણ એ મ્હારા પ્યારા દોસ્ત! વર્ષો પૂર્વે–સન્દેશ લાવેલી ત્યારથી– એ સુન્દર સન્દેશવાહિનીએ મ્હારૂં હૃદય હર્યું છે.

ભાઈ ! અમો મળતાં. એક બીજાને જોઇ રાચતાં. સાથેજ ફર્યા કરવાનું ગમતું. પણ એ બધું શાથી બનતું અગર આનું પરિણામ શું આવશે તેથી અમો ઉભય અજ્ઞાત હતાં.

એમના પિતા મ્હારા પિતાના મિત્ર થાય. ગાઢ. છતાં હું કાંઇ ખાસ એમને ત્યાં જતો ન્હોતો. તે સુવર્ણદિને એ સન્દેશ લઇ આવી ને પછી હું ત્યાં જતો થયો. અમો ખૂબ મળતાં, ખૂબ સાહિત્યનાં થોથાં ઉથલાવતાં. એક વાત કહું ? અમો ઉભયને સાહિત્યમાંથી કેવળ સ્નેહકથા કે પ્રણયસ્વપ્નાં, યુવાનોનાં ઉહ્યન કે ઉહ્યનમાં રચાતાં તરંગોજ ગમતાં. અને વાંચતાં વાંચતાં કદીક સ્નેહકથાનો કરુણાન્ત આવતો તો ઉભય રડતાં. એ તો ખૂબજ રડતી.

પ્રથમ તો અમે નિર્દોષ રીતે ખેલ્યાં જતાં હતાં. પણ કોણ જાણે શાથી થોડા વખતથી અમને જગતની બીક લાગવા માંડી હતી. રસ્તામાં મળી જતાં તો બહુ વખત નહિ થોભતાં. ત્હેને અગર મ્હારે ઘેર એકાન્ત મળી જવાતું તો પણ જાણે ડર્યાં ડર્યાં વાતો કરતાં. આની પહેલ ત્હેના તરફથી થએલી. શાથી તે તો હું ન્હોતો જાણતો. અણજાણ્યેજ હું પણ ડરવા લાગ્યો હતો.

ત્હમે એક વખત લખેલું: "સ્ત્રીપુરુષનો સમ્બન્ધ એટલો કોમળ ભાવભર્યો હોય છે કે આજનો સદ્ભાવ કાલના પ્રણયમાં પરિણમવા કેવળ યૌવન, યોગ્યતા અને પરિચયજ માગી લે છે."

મિત્ર ! સત્યજ ઠર્યું ત્હમારૂં એ કથન. વર્ષો સુધી ગુપ્ત રહેલો અમ્હારો પ્રેમ એક એકાન્ત મિલને અનિવાર્ય રીતે

વ્યક્ત થઇ ગયો. ગઇ કાલનો સદ્‌ભાવ આમ પ્રણયમાં પરિણમ્યો. અને એ સુભાગી પળ ? ઓ જીવનસખા ! કઇ રીતે વર્ણવું એ સુભગ સ્મરણ ? કયાંથી લાવું આ હૃદયના ઉભરા ઠાલવવાના શબ્દો ? કલ્પીજ લેજે ભાઇ, એ અવર્ણ્ય-નીય—શબ્દાતીત—છે. શબ્દોથી એ ના કહેવાય. હૃદય હૃદયમાંથી એ વાંચી શકે.

પરન્તુ ઓ મ્હારા જીગર ! એ બધી એંધાણી, એ બધાં સંસ્મરણ આજે અધિકતર મર્મભેદક થઇ પડયાં છે. એક વખત એ મળી ત્યારે વાતવાતમાં કારણ પૂછતાં એણે જણાવ્યું: "લોકો આપણા તરફ આંગળી ચીંધે છે તે નથી જોતા ? મ્હારાં બાએ ત્હમારી સાથે બોલવાને સખ્ત મનાઈ કીધી છે. હવે આપણે ભાગ્યેજ મળી શકીશું." આજે એ રસ્તામાં અણચિન્તયાં મળી જાય તો યે નહિ જેવાં. મ્હારા માર્ગમાં આવી પડેલાં એ મ્હારાં વ્હાલાં કુસુમને ઉપાડી લેવાનો મ્હને અધિકાર નહિ ! નહિતર કેવી લાગણીથી, કેટલી મૃદુતાથી, કેવી ઉર્મિથી એને હૃદય સરસું રાખું ? આવી ઉત્સુકતા એને ઉદ્‌ભવતી હશે કે કેમ એની પણ આજે તો કોઇક વાર શંકા આવી જાય છે.

પ્રિય ભાઇ ! આજે દસ દસ માસના અખન્ડ વિયોગી છીએ. પત્રવ્યવહાર બન્ધ થયાને તો પન્દર માસ થયા. અને છેલ્લાં એકાન્ત મિલનને તો પૂરૂં દોઢ વર્ષ થઇ ગયું. મિત્ર ! આ મ્હારી આજની કરુણ દશા !

શું પત્ર લખું ? કયાંથી લાવું યૌવનના પડઘા ? ૧૧૯ાા રતલનો હું તે દિનનો પડછન્દ યુવાન. આજે મારૂં વજન

૯૯ રતલ છે. જગત જ્યારે પૂર શાન્તિથી નિદ્રા લેતું હોય ત્યારે હું સંયમ ત્યજી ટપકતાં અશ્રુએ પથારી ભીંજવતો પડયો હોઉં. નથી રહ્યો જીવનમાં રસ કે નથી રહ્યો ઉલ્લાસ. છતાં આનન્દી રહેવાનો ડોળ જગત દેખીતો કરવો પડે છે. વહ્યાં જતાં છુપાં અશ્રુથી નયનનૂરે ખોવાતું જાય છે.

ટુંકમાં બધું જીવન દર્દભર્યું અને દામ્ભિક બન્યું છે. મ્હોં હસે છે, હૃદય રડે છે. જીવનનો અર્થ વેદનામાં સમાઇ જાય છે.

આત્મસખા ! હૃદય એટલું પાંપળું બની ગયું છે કે હમણા પણ અશ્રુ સંયમમાં નથી રહેતાં. મ્હારૂં હૃદય અકળાઇ ઉઠયું છે. પત્ર અહીંજ અટકાવવો પડશે.

લિ. દુર્ભાગી
વિમલ.

(૨)

ભાઇ વિનીત !

ત્હારો પત્ર મળ્યો. તું ત્હેનું નામ માગે છે. નામ જાણીને ય ત્હમે શું કરી શકવાના ? છતાં જણાવીશ. યોગ્ય સમયે તે પણ જણાવીશ.

એક ખુશાલી કહું ? ઓગણીસ મહિનાના વિયોગ પછી ચાર કલાકનું એકાન્ત મિલન સધાયું. ખૂબ ખૂબ મળ્યાં. ખૂબ ખૂબ વાતો કીધી. અને છેવટે એક બીજાએ પતિપત્નિ બનવાના મંગળ નિશ્ચય કીધા. આજ સુધી ફક્ત સ્નેહીજ હતાં હવે તો મ્હારાં એ અર્ધાત્મા બન્યાં.

## ચાર પત્રો-એક સ્નેહકથા.

લગ્ન વિષેની મ્હારી ભાવના કેટલેક અંશે આપ જાણો છો. મ્હારા મતને સમ્પૂર્ણ રીતે મળતા મ્હારા ...મિત્રના પત્રમાંથી એક ટૂકડો ઉતારી દઉં. એનાથી મ્હારી લગ્ન ભાવના આપ સ્હમજી શકશો.

"પશ્ચિમના અનુકરણરૂપ હાલનાં કહેવાતાં સ્નેહલગ્નો તરફ ભૂલથી ઢળી પડવું એ હાથે કરીને દુઃખ વ્હોરવા જેવું છે. સ્નેહ આપણને ઘણા માટે ઉત્પન્ન થાય. લગ્નનો હેતુ શો ? બે જણ-સ્ત્રી અને પુરુષ-ભેગાં મળે અને કોઈ ઉત્તમ આદર્શનું ઐક્યબળથી સફળ આચરણ કરી સંસારમાં સ્નેહનાં સ્વર્ગ સરજાવે. આપણે જેની જોડે ગાઢ સમ્બન્ધમાં આવ્યા હોઈએ, તેમાંથી સ્વભાવ, આશાઅભિલાષ તથા વલણ જોઈ, આપણી જોડે સમાનતા ધરાવતાં હોય તેવાં કોઈને આપણે કોલ દઈ લગ્ન કરીએ...."

સદ્ભાગ્યે મ્હને ત્હેની સાથે સમ્બન્ધ વધ્યો. અમોએ એક બીજાને ઓળખ્યાં, સમાનતા તપાસી અને આ છેલ્લાં મિલને પતિ-પત્નિના મંગળ કોલથી બન્ધાયાં. પણ હવે ? આ ક્રૂર જગતને ઓળખો છો ? તે સ્ત્રી છે ને હું પુરુષ છું એ પણ અમે વિસરી ગએલાં એટલા ગાઢ અને શુદ્ધ સ્નેહમાં હોવા છતાં જગતે છસો છસો દિવસના વિયોગવહ્નિમાં અમને સળગાવ્યાં હતાં.

હું તો પુરુષ છું. સદ્દીશ ને ધ્યેયને કાજ, સ્નેહને અર્થે એ સ્નેહપ્રદીપમાં મ્હારૂં જીવનશોણિત પૂરીશ. પણ

ત્હેનું શું ? આજ સુધીનાં ત્હેની ઉપર વરસેલાં દુઃખોનો સરવાળો કરૂં તો સ્તબ્ધ થઇ જવાય! મિલન અટકયાં. પત્ર પકડયા. રસ્તા પરે પહેરા મુકાયા. ચોવીસે કલાકનાં હલન-ચલન ઉપર સખ્ત જાપ્તો શરૂ થયો. અરે! વર્ણવી યે ના શકાય એટલાં દુઃખની વૃષ્ટિ વરસાવી. છતાં મિત્ર! એ સ્નેહી હૈયું ન ચળ્યું કે ન પડયું. છુપા જાપ્તાને યે છક્કડ આપી અજબ રીતે એણે મિલનપ્રસંગ સાધ્યો. અને આટઆટલા દુઃખના દરીઆમાં ડુબેલી હોવા છતાં તે દિવસે એણે પ્રતિજ્ઞા લીધી સૂર્યનારાયણની સાખેઃ "પરણું તો મ્હારા વિનીતનેજ નહિ તો આજીવન બ્રહ્મકુમારી રહીશ." અને સત્યજ બ્રહ્મચર્ય એને સહજ છે. જો કે એ વ્રત ઘણાના પાળ્યાં નથી પળાયાં જીવનભર. છતાં એને માટે મને પૂરતી શ્રદ્ધા છે.

હવે અમે એક રસ્તો લીધો છે. અને તે જગતની સ્હામે બાઝવાનો. કારણ અમ્હારાં લગ્નમાં જાતિભેદનો કાળો કાયદો લઇ જગત ખડું થવાનું. દુનિયાની નિન્દા કે વાતને તો અમે ઘોળી પીવાનો નિશ્ચય કીધો છેજ. પણ....

આપણા સમાજના રૂઢિ બન્ધન ઉપર વિચાર કરતાં મગજ બહેર મારી જાય છે. અર્થ વગરના અને જડવાદી ધારાઓએ પોતાનું મૂળ કેટલું ઉંડું ઘાલી દીધું છે? યુવાનોને—ભવિષ્યના ઉજ્જવળ પ્રદેશમાં જતા યુવાનોને—ખરેખર એ ચૂસી ખાય છે. અને છતાં બધા યુવાનો એ સહ્યે જાય છે! પોકાર કરવાને હિમ્મત કે બળ કશુંય

નથી ! આવા ગુંગળામણુમાં જગતનો તીરસ્કાર હૃદયમાં વસી રખે જાય એવી બીક રહ્યા કરે છે.

અને તેમાં ય આજની સ્ત્રીઓની સ્થિતિ અને ત્હેનું સમાજમાં સ્થાન તો અજબજ છે. પિયરમાં એ બિચારી માબાપને વશ અને સાસરામાં સાસુ સસરા તથા પતિદેવ (!) ને વશ. સ્વતન્ત્રતા જેવી એમના જીવનમાં તો એક પળે આવેજ નહિ. અને એથી લગભગ બધી સ્ત્રીઓમાં આજ્ઞાપાલકતાનો ગુણ વધુ પડતો પેસી ગયો છે. પાછું બિચારૂં સ્નેહી હૃદય એટલે માતાપિતાના સ્નેહની કિમ્મત પણ વધુ પડતી આંકી નાંખે. અને આ બધા કારણુને લઇ પોતાના મનોભાવને ઘણી વખત જાતેજ છૂંદી નાંખે છે.

યુવાનોએ આ બધા જડવાદની સ્હામે થવાની જરૂર છે. વિનયની મર્યાદા નહિ ઓળંગાય-વધુ પડતો વિનય તો કામ જ ના આવે-નીતિભ્રષ્ટ નહિ થવાય, ત્યાં સુધી આપણે કોઇનો ડર હોઇ શકે નહિ. આટલું ધ્યાનમાં રાખી દરેક યુવાનમાં આ સમાજનાં આકરાં બન્ધન તોડવા પોકાર કરી સત્ય બીના અમલમાં મુકવાની હિમ્મત આવે તોજ કાંઇ કરી શકાશે. અને સ્ત્રીઓનો વિકાસ તો તે પોતેજ આ સમાજની સર્વ રૂઢિઓ તથા ખોટા વ્હેમોની ક્ષુદ્રતા સ્હમજતાં શીખે અને એ રૂઢિબન્ધનોને લાત મારીને વિકાસ સાધવા માંડે તોજ થઇ શકશે. ત્યાં સુધી નહિ તો સડયાજ કરવાનું.

અમોએ આ સઘળાંનો વિચાર કીધો છે. અને જગતની સ્હામે બાંહી ચઢાવી બાઝવાની તૈયારી ચાલી રહી છે. મ્હારા

જેટલો જ પડઘો એ પણ પાડે તો એ બન્ધનને તોડી કચરીને ફેંકી દઈ જગત સ્હામે સગર્વ ઉભા રહેતાં વાર નથી લાગવાની. પણ એમાં મ્હારા એકલાનું બળ કામ ના આવે. ઉપર ગણાવી તેવી હિન્દુ સમાજની સ્ત્રીઓની કોટે એ પણ બેસી જાય તો પછી....મિત્ર ! આ વિચારજ જીવન દર્દમય બનાવી દેવાને પૂરતો થઇ પડે છે. મ્હારી સ્નેહરાજ્ઞી સિવાય કેમ જીવાય ? ઓ મ્હારી ચન્દ્રાનના !

વ્હાલા ભાઇ ! નિરાશાની એકજ લહરી જીવનમાં એવું ઝેર પ્રસરાવી મુકે છે કે ઘણા પ્રયત્ને મેળવેલી હિમ્મત અને આદરેલાં સમાજ સ્હામેનાં સાહસને ઢીલાં કરી નાંખે છે.

છતાં પહેલાં કરતાં હમણા જીવનમાં જોમ આવતું જાય છે. મિલન પછી છેલ્લા બે દિવસમાં મારૂં વજન ૧૦૦ લગભગ ગયું છે.

બસ. વધુ હવે પછી. આપ તો કુશળ હશોજ.

ત્હારો સદાનો સ્નેહી

વિમલ.

(૩)

મ્હારા વિનીત !

સ્નેહસંલાપનાં સ્મરણસુખે હું સુખી થાઉં કે ડંખીલા ક્રૂર જગતના ડંખથી દુઃખ પામું ?

એક બાજુ એનું સ્નિગ્ધ વદન સ્મરણપટ પર આવતાંજ જાત અને જગતને ભૂલી જવાય એટલું સુખ; બીજી બાજુ જીવનના અસ્તિત્વને આકરૂં કરી નાંખે એટલું ભવિ-



સ્વ. મણીબેન કુંવરજી દેશાઈ. (કાલીયાવાડી)

જન્મ ૧૯૦૮. મૃત્યુ ૧૯૨૯.

ધ્યની કુશંકાનું કારમું દુઃખ. એ બે વચ્ચે ઝોલા ખાતાં મ્હારાં હૃદયને કયાંય શાન્તિ નથી મળતી.

પ્રિય મિત્ર ! કારમા કષ્ટભર્યું ભાવિ જીવનમાં ઝેર રેડી રહ્યું છે. થાય છે જગતને કોણે જીત્યું કે અમો જીતવાના !

ભાઇ ! તે દિવસના છેલ્લા મિલનની વાત કોણ જાણે કયાંથી એની બા પાસે ગઈ. અને રે ભગવાન ! શા દુઃખનાં ઝાડ ઉભાં થયાં. બિચારીને આજ બાર દિવસના અર્ધ ઉપવાસ થયા પછી ચાર દિવસથી તો ત્હેને એક ઓરડીમાંજ ગોંધી મુકી છે. ત્યાંથી બહાર નીકળવાની ચે મનાઇ. આથી ચાર દિવસથી એણે અન્નાહારે ત્યજ્યો છે. માબાપને એણે પોતાનો નિશ્ચય કહી નાંખ્યો. અને એથી તેઓ પોતાનું સઘળું પરાક્રમ એ બિચારી ઉપર વાપરી એના નિશ્ચયમાંથી ખસેડવાના બને એટલા પ્રયત્નો કરવા લાગ્યાં છે.

આ તે એનો જન્મદાતા પિતા કે રાક્ષક ! મેં સાંભળ્યું કે ગઇ પરમ દિવસે તો પુત્રીની હઠ ભંગાવવા ત્હેને રીતસર ફટકારી ! ઓ પ્રભુ !

ભાઇ ! વાત સાંભળ્યા પછી મેં યે અન્નાહાર ત્યજ્યો છે. આજે તો પથારીવશ છું. શરીરમાં ૩।। ડીગ્રી તાવ ભરેલો છે. છતાં હૃદયનો ભાર હળવો કરવા તાવમાંજ આ પત્ર લખું છું. એણે અન્ન ત્યજ્યું માટેજ મેં ત્યજ્યું એવું મ્હને

નથી લાગતું. પણ સત્ય કહું તો એના ઉપર વરસતા આ ઘાતકી જુલ્મો સાંભળી મ્હારા ગાત્ર ગળી જાય છે. સ્નેહ સુધાના પ્યાસી હૃદયની ક્ષુધા અન્નાહારથી નથી ભાંગતી. સ્નેહીનાં દુઃખે અન્નનો એટલો અભાવ થયો છે કે પ્રયત્ન કરૂં તો ય નથી ખવાતું.

એનાં મૂર્ખ માબાપો સ્હમજે છે કે દ્રષ્ટિમર્યાદાની બહાર રહીએ તો અમો એકબીજાને વિસરીશું. પણ મિત્ર! શું એ સમ્ભવિત છે? એની વાત તો કોણ જાણે પણ હું તો નજ વિસરી શકું. અને એ પણ નજ વિસરે એવી અચળ શ્રધ્ધા તો મારા દિલમાં પૂરેપૂરી છે જ. મિત્ર! ત્હમે એને જોઇ નથી. એવું સ્નિગ્ધ અને ઉજ્જવળ મુખડું છે–એટલું કોમળ અને મુલાયમ હૃદય છે! પણ કોમળ હૃદયમાં રહેલી થોડીઘણી નીડરતા આ કષ્ટોથી ન ખોવાય તો સારૂં.

વ્હાલા મિત્ર! નથી ધ્યાન બેસતું કામધન્ધામાં કે નથી ચિત્ત ચોંટતું પુસ્તકો વાંચવામાં! સ્નેહકથા વાંચતાં મ્હારા કરુણ સ્નેહની સ્મૃતિમાલા ગુંથવામાં પડી જાઉં છું. દર્દી વાત વાંચતાં અમ્હારા દર્દની પરમ્પરા દ્રષ્ટિ આગળ ખડી થઈ જાય છે.

ભાઇ! પ્રભાતપૂર્વેનો એક આખો પ્રહર એનાં સ્મરણોથી પુનિત બને છે. ઘેર બેઠો હોઉં કે નિર્જન નદીતટે ભમતો હોઉં, પણ ઉષાના એ ઉલ્લાસભર્યા વખતમાં તે હું એને માટે નિઃશ્વાસજ નાંખતો હોઉં–એનેજ માટે આંસુ

સ્મારતો હોઉં. જીવનમાં એટલું દર્દ વ્યાપી ગયું છે કે આંસુ તો સહજ થઇ પડયાં છે. ત્હમે જાણો છોને ભાઇ ! મ્હારી આંખમાં આંસુ યે હશે કે કેમ ત્હેની આપણને પહેલાં શંકા થતી. પણ એ બધું કોણ જાણે કયાં જતું રહ્યું. આજે તો આઠ પ્રહરમાં નિદાન અઢી પ્રહર તો એવાજ જતા હશે કે જયારે મ્હારી આંખ અશ્રુસ્રાવજ કરતી હોય. હવે તો અશ્રુ યે ખુટતાં જાય છે. અને મ્હારાં મધુરાં પુષ્પ વિનાના સૂના અન્તરમાં કેવળ શુષ્કતાજ વ્યાપતી જાય છે. હવે તો હું છેક નિરાશ થઈ ગયો છું. જીવનમાં શાન્તિ નહિજ મળે. મૃત્યુમાં યે મળવાની આશા નથી.

અતિ પરિશ્રમે કદીક મ્હારૂં માથું દુઃખતું. તો તે દોડી આવતી. ને પોતાનો સ્નિગ્ધ શિતળ કર ફેરવી શાન્તિ આપતી. આજે મૃત્યુ શય્યાએ પડયો છું. એ બિચારીના યે આથી પણ બૂરા હાલ હશે.

વિનીત ! મૃત્યુ નજીક લાગે છે. મરણનો મ્હને શોક સન્તાપ જરાય નથી. કાલે આવતું હોય તો ભલે આજે આવે. પણ ઓ મ્હારા હૃદયસખા ! આજે મૃત્યુ શય્યાએ સૂતેલાં સન્તપ્ત સ્નેહીને છેલ્લાં મિલનની યે આશા નહિ ! જન્મજન્મનાં જીવનની સુખસ્મૃતિ સરિખું છેલ્લું એક આલિંગન નહિ, એક ચુમ્બન નહિ, જરાસરખો કરસ્પર્શ નહિ ! ઓ વિનીત ! નથી બોલાતું નથી સહાતું, નથી વિચારાતું. શું કરૂં ?

'સ્નિગ્ધ વ્હાલા' આ એનું પ્રથમ સ્નેહસમ્બોધન. એજ સમ્બોધન સૂણી–સ્મરણપન્થ પર લાવી–મૃત્યુની અનેરી શાન્તિ સ્વીકારીશ. મરણપર્યન્ત મ્હારૂં સ્નેહરાજ્ય તપતું રહ્યું એમ માની હૃદયને શાન્તિ આપીશ.

હવે તો થાકી ગયો ભાઈ! મ્હારા અક્ષર તો જો! આખું શરીર સાવ અશકત થઈ ગયું છે.

આ પત્ર છેલ્લોજ નીવડે તો મ્હારા પ્રિય મિત્ર વિનીત! આ કમભાગી મિત્રને કોક ધન્ય પળે યાદ કરજે. એજ અન્તિમ યાચના.

ત્હારો સ્નેહતપસ્વી મિત્ર

વિમલ.

(૪)

મ્હારા પ્રિય મિત્ર,

ત્હારા ત્રણ ત્રણ પત્રોનો મેં જવાબ ના આપ્યો. કાલે ચોથો આવ્યો. આપ ઘણું દુઃખ દર્શાવો છો. પણ હવે ખુશ થાઓ. મિત્ર! જીવનધ્યેય સફળ કીધું. મ્હારી દેવીને મેં મ્હારી બનાવી. હવે અમ્હારાં જીવન! અહા! દોસ્ત! દુનિયામાં સ્નેહનાં સ્વર્ગ રચવાનાં અમારાં સ્વપ્નાં સિદ્ધ કરવાના દિન પાસે આવ્યા.

દેવી, એ મેં પાડેલું એનું મધુરૂં નામ છે. મિત્ર, સાચેજ એ એટલી ગુણીયલ છે કે એનું આજ નામ એને સમ્પૂર્ણ શોભે.

## ચાર પત્રો–એક સ્નેહકથા.

મિત્ર ! બન્યું એમ કે શહેરમાં અમ્હારી વાત ચકલે ચકલે ઉડી. દેવીનો સત્યાગ્રહ, મ્હારી ભયંકર બિમારી, વગેરે વાતો શહેરમાં ચોમેર ફરી વળી. હું મૃત્યુશય્યા-માંથી ઉઠયો અને મ્હારા ....મિત્રની સલાહ પ્રમાણે આપણા શહેરના પ્રતિષ્ઠિત અને ત્હેની ન્યાતના આગળ પડતા શેઠીઆઓને મળ્યો. અમ્હારી કરુણકથા અને દ્રઢ નિશ્ચયથી તેઓને વાકેફ કર્યો. પ્રથમ તો મ્હને ઘણા શિખામણ આપવા લાગ્યા: " એ બીના અશકય છે. ત્હમારાં ઘેલાં છોડી ઘો. ને ન્યાતમાં મળતી કોઇ કેળવાયલી કન્યા સાથે પરણો. " અમ્હારા સગાંસમ્બન્ધીમાં વાત પ્રસરતાં મ્હારા મામાએ એક કેળવાયલી અમ્હારી ન્યાતમાં દુર્લભ એવી કન્યાની મ્હને લાલચ આપી. મેં મ્હારો દ્રઢ નિશ્ચય જાહેર કર્યો ને મ્હારી પ્રતિજ્ઞા કહી : " પરણું તો મ્હારી દેવીનેજ નહિ તો જીવનભર કૌમારવ્રત ખેડીશ. "

ભાઇ ! એક વખત હું દેવીને ત્યાં આજ માગણી માટે ગએલો ત્યારે એના પિતા મ્હને મારવા તૈયાર થએલા. અને મ્હારા હાથ સાબૂત ન હોત તો કદાચ મારતે યે ખરા. પણ મ્હારા બળથી એ વાકેફ હતા. એટલે સખત અપમાન કરી મ્હને ઘર બહાર કાઢયો હતો. મ્હારી દેવીને માટે હું નફફટ બની પાછો એજ માગણી માટે ગયો.

આજ કેટકેટલા મહિને દેવીનાં મ્હને દર્શન થયાં. ઘઘળાં ત્રીજે માળે દેવી પાસેજ હતાં. હું હિમ્મતથી ઉપર

ચાલ્યો ગયો. મેં શું નિહાળ્યું? ભાઈ! બિચારીના નિરાધાર ભિખારણ જેવા હાલ હતા. છુટ્ટા સુક્કા વાળ, નિરાશાથી નિસ્તેજ બનેલું મ્લાન મુખડું, રડી રડી રાતી કરેલી નૂરહીન નયન, ભૂખે ને તરસે કૃષ કરેલી દેહલતા; નહિ જોવાય એવા એના હાલ જોઇ પ્રથમ તો હું બેભાન જેવો થઇ ગયો. મ્હને અણચિન્ત્યો આવેલો જોઈ ત્હેનાં માબાપે અવાક થઇ ગયાં.

વિનીત! મ્હારી દેવીએ મ્હને દીઠો ને બેસવાની યે તાકાત ન હતી છતાં તે ઉભી થઇ. દોડી. અને મ્હને બાઝી પડી. અમો ઉભયની ચાર ચક્ષુમાંથી ચોધાર અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો. હું પણ મ્હારી દેવીને ઉછંગે લઈ બેસી પડયો. કોણ જાણે કેમ આ વખતે દેવીનાં માબાપો તો મૂઢ જેવાં શબવત્ ઉભાંજ રહ્યાં.

વિનીત! એ મ્હારૂં છેલ્લું સાહસ ને છેલ્લું મિલન સદાનું સુખકર નીવડયું. આવતી વસન્ત પંચમીનાં મંગળ દિને અમ્હારાં જાહેર રીતે દબદબાભરી ખુશાલી સાથે લગ્ન થવાનાં છે.

વિનીત! માસ આગળથી અમ્હારા એ સદ્‌ભાગ્યોત્સવમાં આવવાનાં મ્હારાં આમન્ત્રણ છે ત્હને. મ્હારા જેવા સઘળા યુવાનોનાં સદ્‌ભાગ્ય ફળો એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

વિનીતનો મિત્ર

વિમલ.

નાટકો.

જીવનમાં અસ્મિતા અને સાંસ્કારિતા જગવી પ્રણાલિકાભંગ અને વ્યક્તિસ્વાતન્ત્ર્યનાં સ્વપ્નાં સેવવામાં જેમનો સાથ મ્હારા જીવનપન્થનું એક દિવ્ય દર્શન છે તે જીવનસાથી શાન્તા-રઘુને—

વસન્ત નાયક.

# પડઘો.

## પાત્રો.

સ્નેહી... ... ... ... ...ચન્દ્રિકા

ઉત્સાહ... ... ... ... ...સુધા

સમીર ... ... ... ... ...સુવાસ

ગુંજાર, ઉર્મિ, લીલાબા, અન્ય સ્ત્રીપુરુષો, નોકર, વિગેરે.

## દ્રશ્ય પહેલું.

ચન્દ્રિકા સન્ધ્યાકાળે પૂલ પર આંટા મારે છે. ત્યાં ત્રણેક આધેડવયના ગૃહસ્થોને કાંઇક ગમ્ભીર વાતો કરતા સાંભળે છે. અસ્પષ્ટ પડઘા કાને પડતાં ચન્દ્રિકા તેઓ તરફ ખેંચાય છે. કેટલીક વાતો સાંભળી પછી દૂર થાય છે. ઘડી અગાઉ સ્વસ્થ અને શાન્ત ચિત્તે ફરતી ચન્દ્રિકાનાં હૈયાંમાં વિચારોની ભરતી આવે છે. ફરતી ફરતી તે પૂલના કઠેરા પર હાથ મૂકી સલિલ પ્રવાહમાં ડૂબતી હોય તેમ વિચારવશ ઉભી રહે છે.

**ચન્દ્રિકા: (મનમાં) સ્નેહીઓથી જગત આમ ભડકયું ભડકયું કયાં સુધી પૂરશે ? શું સ્નેહહીન જીવન જીવી શકાતું હશે ? આ બધા આમ છુટે મ્હોંએ નિન્દા કરે છે પણ એઓ**

પોતાની જાતને કેમ પૂછતા નથી? સ્નેહ વિના ઘડીભરનું જીવન પણ બોજારૂપ એમને ય શું નથી લાગતું? એ ત્રણ જણ શા માટે ફરવા નીકળ્યા? એકલા કેમ ના નીકળાયું? ત્યારે બિચારાં સુધા–સ્નેહી સાથે ફરવા નીકળે તેમાં એમનું શું લુંટાઇ ગયું? બિચારાં કેવાં આદર્શવાદી છે. આ મૂર્તિઓને ત્હેનું ભાને નહિ હશે કે સુધા અને સ્નેહીની ભાવના કેટલી વિશાળ છે અને જીવનનો પ્રશ્ન એમના દિલમાં કેટલો ગહન છે. ઉછળતા યુવાનોના જીવનને કચરી નાંખવામાંજ હિન્દુ સમાજની વીરતા સચવાતી જણાય છે.

એટલામાં હસુ હસુ થઈ રહેલો ગુંજાર આવે છે. પાછળથી આવી વિચારમાલા ગુંથવામાં ડૂબેલી ચન્દ્રિકાનાં ખભાં ઉપર અણચિન્તયો હાથ નાંખે છે.

ગુંજારઃ ઓહો ચન્દ્રિકા! કેમ કાંઇ બહુ વિચારમાં? કોઈ અદ્ભૂત મૂર્તિ કલ્પનાસૃષ્ટિ પર નવિન ભાત પાડી રહી હતી કે શું? મેં આપનાં સ્મૃતિસુખમાં ભંગ તો નથી પાડયો ને?

ચન્દ્રિકાઃ (વિચારમાંજ) ગુંજાર! હું વિચારૂં છું: આજના યુવકોમાં કાંઈ મીઠું ન મળે?

ગુંજારઃ કેમ? ત્હમારે લાયક કોઇ...

ચન્દ્રિકાઃ (જરા આંખ તપાવી) જો આમ ઠઠ્ઠાએ ના ચઢ. બીજી સ્ત્રીઓ પેઠે હું કાંઈ પુરુષોએ હસવાનું પુતળું નથી. સહુમજયો?

ગુંજારઃ (સ્વસ્થ અને ગમ્ભીર બની) ના, ના. માફ કરજો. મ્હારો ઇરાદો મશ્કરી કરવાનો ન્હોતો. પ....ણ...

ચન્દ્રિકાઃ ચાલો બહુ થયું. ત્હમારી સભ્યતાને માટે મ્હને માન હતું તેમાંથી મેં ઓછું નથી કર્યું. પણ હવે મૂળ વાત પર આવ. (નીચે ગલિલ ઓઢણમાં ઉંચી ઉંચી નજર નાંખતી) પુરુષો આજ કેટલાંય વર્ષોથી સ્ત્રીઓને અન્યાય કરતા આવ્યા છે. આ સ્વમાનભર્યા નવયુગમાં ય હજી પોતાની સત્તા છોડવા પુરુષો તૈયાર નથી. આ સ્થિતિ અસહ્ય છે એમ આજના કેળવાયલા યુવકોને લાગે છે છતાં કેમ કાંઇ પગલાં લેતા નથી ?

ગુંજારઃ વાહ બ્હેન ! ત્હમે તો પોતાની નબળાઇનો દોષ અન્યપર ઢોળો છો. યુવકો કરતાં યુવતિઓને આથી વધારે શરમાવાનું નથી શું ?

ચન્દ્રિકાઃ ના. યુવકો જેટલું તો નહિજ. સ્ત્રી કેળવણી હજી એટલી વિસ્તૃત નથી. એ વધશે અને અમો જ્યારે પુરુષો સાથે બાથ ભીડીશું ત્યારે તો તડ ને ફડ કરતાં વાર નથી લાગવાની. પણ ગુંજાર ! હું ત્હને પૂછું છું: સ્ત્રીઓના હક્કો સ્ત્રીઓ માગે તે પછી ત્હમે આપો એ કરતાં ત્હમો યુવકોની ફરજ આ ટચરાઓને સ્હમજાવી કે કાન પકડી કબૂલાવી વીણમાગ્યે આપવાની નથી ? અમો તો વખત આવ્યે શરમાશુંજ. પણ ત્હમારો વખત આવ્યો, ગયો ને જાય છે; છતાં કાંઇ કરી શકયા કે કરી શકતા નથી એ ત્હમને ઓછું હીણપદ છે ? (મનમાં બબડતી હોય તેમ) પણ યાદ રાખજો હવે ત્હમારા દહાડા ભરાઇ રહ્યા છે.

ગુંજારઃ ચન્દ્રિકા ! આમ અમને અન્યાય ન કરો.

જુઓ, સ્હેજ ધીરાં પડો. શાન્ત ચિત્તે વિચાર કરો. ત્હમે કાઢો છો એટલો બધો વાંક પુરુષોનો હું તો જોતો નથી. જરૂર જેટલી કેળવણી અને સમાજને યોગ્ય લાગે તેવી કેટલીક છુટ કાં ત્હમને સ્ત્રીઓને નથી આપી? પછી ત્હમે આમ....

ચન્દ્રિકા: (વચમાંજ જરા ખીજ ભેર) હવે રહે રહે. આપ્યું પુરુષોએ અને લેવાની સ્ત્રીઓ. એ તો શું કરૂં સ્ત્રીઓની સ્થિતિ કુવામાંનાં દેડકાં જેવી કરી મુકી છે; નહિ તો પુરુષો વળી આપનાર કોણ?

ધીમી ચાલે ઘર તરફ ચાલતાં મનમાં ગણગણતી હોય તેમ

એ તો એકજ ઉપાય છે. સ્ત્રીઓએ પોતેજ પ્રયત્ન કરી પોતાને અને પોતાની જાતને કેળવી પોતાને ઓળખવા એકલાં ઉભા રહેતાં શીખવું પડશે. (જરા મોટા અવાજથી) ગુંજાર! ત્હમે તો સુધારાના હિમાયતી છો ખરુંને?

ગુંજાર: હા. કેમ?

ચન્દ્રિકા: (સ્હામે લાંબી નજર નાંખી, સાધારણ ધીમા અવાજે) કાંઈ નહિ. ઘણા આગળ વધેલા સુધારકો પણ સ્ત્રી પ્રત્યેની પોતાની સત્તા હૃદયનાં ઉંડાણમાં સંગ્રેહી રાખતાં અચકાતા નથી; તો ત્હમારો શો વાંક? ત્હમે પોતાને સુધારક ભલે માનો. પણ સ્વાતન્ત્ર્યનો સ્પષ્ટ અર્થ ત્હમે હજી નથી સ્હમજી શકયા. અગર સ્હમજ્યા છતાં જીવનમાં નથી ઉતારી શકયા. ત્હમારા જેવા સુધારક કરતાં સુધારો વાંઝીઓ ભલો.

પાછળથી સુધા અને સ્નેહી આવે છે.

સુધાઃ કેમ અલિ ચન્દ્રિકા ! શું છે ? ગુંજાર બિચારાને દબડાવે છે શેની ?

ચમકી, પાછળ હઠી, દોડી, ચન્દ્રિકા સુધાનો હાથ પકડી લે છે. ડબાવે છે. સ્નેહી તરફ મીઠી નજર નચાવે છે.

ચન્દ્રિકાઃ જો સાંભળ સુધા. (શબ્દે શબ્દે ભાર મુકી, પ્રત્યેક શબ્દ લમ્બાવી) જરૂર જેટલી કેળવણી અને યોગ્ય લાગે એવી કેટલીક છુટ સમાજે સ્ત્રીઓને આપી છે એટલે હવે બહુ થઈ ગયું એમ ગુંજાર કહે છે. હું ન તપું ?

ગુંજારની ભાવના સાંભળી સુધા–સ્નેહી જોરથી હસી દે છે.

સ્નેહીઃ ભાઇ ગુંજાર ! તેં હજી લાંબી દ્રષ્ટિ દોડાવી નથી લાગતું. સમાજે સ્ત્રીઓને શી છુટ આપી. કહેશે ? કઈ કેળવણી આપી. જણાવશે ? છોકરીઓ પાંચ–સાત ચોપડી ભણે એ તે ભણતર છે ? અને પતિ–પત્નિ જરા ફરવા જાય કે ફોટા પડાવે એ તે છુટ કહેવાય ?

સ્નેહીનાં ચળકતાં ચમ્પલ નીરખતી નીચું જોઇ ચાલતી ચન્દ્રિકા સ્નેહીનાં વાકયે વાકય પર ધ્યાન આપે છે.

ગુંજારઃ સ્નેહીભાઇ ! સાચ્ચું પૂછો તો સ્ત્રીજગતનું વહાણુ આજે કયાં હંકારાય છે અને કયાં ચાલ્યું જાય છે ત્હેની મ્હને સ્હમજ જ નથી પડતી. મ્હને કોક વાર પ્રશ્ન તો થાય છે કે સ્ત્રીઓને આમ ડબાય ડબાયને કેમ ચાલવું પડતું હશે ?

સુધાઃ જો ગુંજાર ! કાલે સ્નેહીભાઈને ત્યાં રાત્રે સાડાસાત વાગે આવજે. કેવળ સાહિત્યાભ્યાસ ન ચાલે. કાલે અમારૂં મિત્રમન્ડળ મળવાનું છે. જરા ગમ્મત પડશે. ત્હને ઘણું જોવા–જાણવાનું મળશે. ત્હારે હવે જગતપ્રવાહ પર

દ્રષ્ટિ નાંખતાં શીખવું જોઇએ. ત્હારો વિકાસ ત્હારે સાધવો જોઇએ.

ગુંજારઃ હા. હું જરૂર આવીશ.

ચન્દ્રિકાઃ જો સાંભળ. ગુંજાર! સ્ત્રી અને પુરુષમાં જરાય દ્રષ્ટિભેદ ના જોઇએ. હું પુરુષ છું અને હું સ્ત્રી છું એ ખ્યાલજ મગજમાંથી કાઢી નાંખવાની જરૂર છે. આપણે બધાં માણસ છીએ એટલું યાદ રાખવાનું છે. ત્હારી સ્હમજમાં આ વાત ઉતરશે? (બબડતી હોય તેમ) ન ઉતરે તો ય ઉતારવી પડશે.

સ્નેહી, ચન્દ્રિકા તરફ જોઈ રહે છે.

સુધાઃ (એકદમ) પણ સ્નેહીભાઇ! ઉત્સાહભાઇ ત્હમને મળ્યા હતા કે? મ્હને નથી મળ્યા. સમીર અને સુવાસને તો હું કાલની આપણી મીટીંગના સમાચાર આપી આવી છું.

સ્નેહીઃ ના. મ્હને ઉત્સાહ નથી મળ્યો. મ્હારે તો આજે ઘરમાંજ ગોંધાય રહેવું પડયું હતું ને!

સુધાઃ (હસતી હસતી સ્નેહી તરફ તીરછી નજર નાંખતી) અરે હાં, ચન્દ્રિકા! એક ખુશાલી છે. સ્નેહીભાઇ ન કહે પણ સાંભળો. પેલા રાવસાહેબ ભગવાનદાસનાં પુત્રી સુધીરા સાથે એમનાં વેવિશાળ કાલે નક્કી થયાં.

એક વેગભરી વિજળી ચન્દ્રિકાના શરીરમાં આવી સરી જાય છે. તે ચમકે છે.

ચન્દ્રિકાઃ (સાશ્ચર્ય) શું કહો છો? (સ્નેહી તરફ જોઇ) ત્હમે પણ કમાલ કીધી. પણ સુધા! એ ત્હને ખુશાલીનો પ્રસંગ લાગે છે? સ્નેહી! મેં હમણાજ ગુંજારને કહ્યું હતું: ત્હમારા જેવા સુધારક કરતાં સુધારો વાંઝીઓ ભલો. તે વખતે

મેં ન્હોતું ધાર્યું કે આ વાકય મ્હારે બીજાને આટલું જલ્દી કહેવું પડશે.

સુધા-સ્નેહી હસી પડે છે. સ્નેહી સ્પષ્ટ કરે છે.

સ્નેહીઃ આકળાં મા થાઓ. ચન્દ્રિકા! સુધા તો જરા ત્હમારી મીઠી બનાવે છે. આમ ઉતાવળીઓ અભીપ્રાય આપી દેતાં કયારથી શિખ્યાં?

ચન્દ્રિકાઃ તે સુધા વળી આવું કયારથી શીખી?

સુધાઃ સ્નેહીભાઇ! ઇશ્વરને ઓળખીને બોલો. ત્હમારે ત્યાં નક્કી કરવા ન્હોતા આવ્યા?

સ્નેહીઃ પણ ચન્દ્રિકા! મેં એનો સખ્ત વિરોધ કીધો. મ્હારા પિતાજીને એથી અતિ ખોટું લાગ્યું. પણ, મ્હારી દલીલ સ્હામે રાવસાહેબ કે કોઇનું ટટ્ટુ ના ચાલ્યું. હું આટલો સ્પષ્ટવકતા હોઇશ એ મ્હારાં સમ્બન્ધીઓએ ત્યારેજ અનુભવ્યું. મેં ચોકખું સમ્ભળાવ્યુંઃ હું પ્રણાલિકાભંગનો જબરદસ્ત હિમાયતી છું. યુગો થયાં એકજ ચીલામાં ચાલ્યા કરતું ગાડું હવે કરાળા સાથે ઘસાય છે. એટલે હવે ચીલો બદલ્યેજ છુટકો. સ્રીસ્વાતન્ત્ર્યના આ નવયુગમાં રાવસાહેબનાં પુત્રી પોતે મ્હને પસંદ ન કરે અને હું ત્હેમનાં ભાવના, લાગણી કે વર્તન પિછાણું નહિ ત્યાં સુધી આ વાત અશકય છે. રાવસાહેબ એ કરવા તૈયાર છે? પહેરામણી, ન્યાતખર્ચ, વાજાંવરઘોડા વગેરે ન્હાની ન્હાની અનેક પ્રથા મ્હારા લગ્ન વખતે હું ન કરવા દઉં. આ બધું પિતાજી! ત્હમારે માટે પણ મુશ્કેલ છે. એટલેજ હું પરણવાને ના પાડું છું. અને આ જીવન કૌમારવ્રત ખેડવા ઇચ્છું છું.

ચન્દ્રિકાઃ શાબાશ, સ્નેહી ! મ્હારાં ત્હમને અભિનન્દન.

સુધાઃ કેમ ? ખુશાલી ખરી કે નહિ ? ચન્દ્રિકા !

સ્નેહીઃ અરે પણ સુધા ! આપણે કયાંથી કયાં ચાલ્યા?

ગુંજારઃ કેમ ? સાચા રસ્તેજ છીએ વળી. જુઓ પેલું ચન્દ્રિકાનું ઘર.

સ્નેહીઃ (હસતો હસતો) અરે ભલા ભાઈ, ત્હમારી ભલાઈનો તો છેડો જ નથી જણાતો. હું તો એમ કહું છું: કઈ વાત પરથી કયાં ચાલ્યા. (ચન્દ્રિકા તરફ જોઈ) જુઓ. ત્હમે આટલું કામ કરજો. ઉત્સાહને ગમે તેમ કરી કાલની આપણી મીટીંગના સમાચાર કહી આવજો.

સુધાઃ અને ઉર્મિ ?

ચન્દ્રિકાઃ (જરા નાકનું ટેરવું ચઢાવી) એ બાયલી શું આવતી'તી. એની બાનું પુતળું થઈને બેઠી છે એ તો. બા કહે બેસ તો એ બ્હેન તરત બેસી જાય. આપણા મન્ડળમાં આવવા એની બા ના કહેશે એટલે એ પરવારી. સાવ પાણી વગરની છોકરી. મ્હારી સખી કહેતાં ય હું તો હવે લાજું છું.

સ્નેહીઃ (ચન્દ્રિકાના વિચાર કરતો મનમાંજ) એના રોમેરોમમાં સ્વાતન્ત્ર્યજ ઝળકે છે. કેવી શોભે છે ! જાણે સ્રીત્વની સાચ્ચી મૂર્તિ. (પ્રગટ) પણ જજે તો ખરી. જા, એની બાને મ્હારૂં નામ દઇ કહેજે કે સ્નેહીએ કહેવરાવ્યું છે કે તે આવવાના હતા પણ રોકાવું પડયું એટલે મ્હને મોકલી.

ચન્દ્રિકાઃ રાત્રે એની દીકરીને કોઈ નટાવી ખાય એટલે રાત્રે તો એની બા નજ મોકલે.



રા. બ. ભીમભાઈ રણછોડજી નાયક. એમ. એલ. સી.

અનાવિલ જ્ઞાતિના એક અગ્રગણ્ય ગૃહસ્થ.

'પ્રતાપ'ના બંધુ કૃત્યથી.

સુધાઃ કહેજે હું તેડવા યે આવીશ ને મુકી યે જઈશ.

ચન્દ્રિકાઃ ઠીક ત્યારે જઇશ.

સ્નેહીઃ ના, જઇશ ન ચાલે ઉર્મિને ત્હારે લાવવાનીજ છે.

સુધાઃ હા, ચન્દ્રિકા.બિચારીનું હૈયું કચરાય જાય છે. નહિ તો આજ એનું જીવન કેવુંક હોત ! એને હવે આપણા સહવાસમાં ખૂબ લાવવાની છે. એની મેળે પછી એનામાં હિમ્મત આવશે. સ્નેહીભાઇ પર એના ભાઈ બિન્દુનો કાગળ આવ્યો છે. આપણે સંજોગો ઘડી, પ્રસંગો ઉપજાવી, એને આપણામાં ખેંચવાની છે. એ જો પાછળ રહી ગઈ તો બિન્દુ આપણને સખ્ત ઠપકો દેશે.

ચન્દ્રિકાઃ ઠીક. બનતા સઘળા પ્રયત્ન કરીશ.

સ્નેહીઃ ચાલો ત્યારે સૌ છુટાં પડીએ. આ ચન્દ્રિકાનો રસ્તો આવ્યો. ગુંજાર ! તું પણ પેલે રસ્તે જવાનોને ? અલ્યા, કાલે જરૂર આવજે. ચાલો સાહેબજી.

સર્વ એકબીજાને સાહેબજી કરી છુટાં પડે છે.

પડદો પડે છે.

## દ્રશ્ય બીજું.

સ્નેહી પોતાના મકાનના આગલા ખન્ડમાં મુંઝવણભર્યા વિચારમાં શૂન્યવત્ બેઠો છે. આરામચેર પર પડયો પડયો સ્હામે દેખાતાં સ્વચ્છ અને સફેદ આકાશ તરફ તે મીટ માંડી રહ્યો છે.

**સ્નેહીઃ** (મનમાં) આવી સામાજીક ક્રૂર નીતિ કયાં સુધી ટકી રહેશે ? અને આવું સામાજીક જીવન કયાં સુધી જીરવી શકાશે ? જુલમગારોના દયાહીન જુલમોથી ય અનેકઘણા કઠોર સમાજના આ ફટકા ધીરમાં ધીર નિશ્ચળવાદીને પણ હતાશ કરવા બસ નથી ? તો હું કોણ માત્ર ?....અરે ! પણ હું આમ કાયર બનું એ કેમ પાલવે ? સમાજની રૂઢિ તરફની અન્ધ ભકિત સ્હામે બાંહી ચઢાવી બાઝવાના મ્હારા મનોરથ આમ પાર પડશે ? આજે તો મિત્રમન્ડળ આમન્ત્ર્યું છે. ભલે જગતને માનવું હોય તે માને. મ્હારી સુધા મ્હારી બ્હેન છે. વિશુદ્ધ સ્નેહીઓને જગતની નિન્દાની શી પડી? કાલેજ મેં વાંચેલું ને ! "નિન્દકો અને ટીકાકારો પ્રત્યે દયા લાવો. નિન્દાથી અપમાન કે અધોગતિ થાય છે એમ કદી પણ ન માનો." ત્યારે હું આમ કાયર શા માટે બનું ? જગતને મ્હારી નથી પડી તો મ્હારે જગતની શા માટે દરકાર રાખવી ? નિન્દકો

દયા પાત્ર છે. બસ, એકજ નિશ્ચય. મ્હારી સુધા મ્હારી બ્હેનજ રહેશે. (અટકે છે. થોડીવાર પછી) પણ બિચારી સુધા આ જાણે તો કેટલી દુઃખી થાય ?

ખુરસી પરથી ઉઠી બે આંટા મારી પાછો ખુરસીમાં પડે છે.

સુધા ! સુધા ! મ્હારો યુવાન ભાઈ અકાળ હણાયો ને તું વિધવાને મ્હારા વિશ્વાસ પર સ્હોંપતો ગયો. તે દિવસે મેં ત્હને બ્હેન ગણી મ્હારી પડખે રાખી. તે પછી તો આપણે ખૂબ ખૂબ એક બીજાનાં જીવનહૃદય જોયાં ને જાણ્યાં. યૌવન, યોગ્યતા અને પરિચય જીવન જીવનને જોડે છે. આપણે માટે પણ એમજ બન્યું. મ્હારી વિધવા કમભાગી બ્હેન ! ત્હારા જીવનનો આશાદીપ માત્ર હું. ને છતાં ત્હને ત્યજી હું દૂર જવાનો વિચાર કરૂં. કેટલું દુઃખદ ! કેટલું ક્રૂર ! ના, ના. તું મ્હારી છે—મ્હારી બ્હેન છે. જગતની નિન્દાની પરવા કરી હું ત્હારો જન્મજન્મનો મિત્ર આ જીવનમાં તો કેમજ દૂર થાઉં ! ત્હારે કાજ તો મેં આજીવન કૌમારવ્રત સ્વીકાર્યું. યોગ્ય કન્યા ન આવે અને આપણા વિશુધ્ધ સમ્બન્ધમાં કાંટારૂપ નીવડે એ ભય નજર આગળ રાખી જન્મભરનું બ્રહ્મચર્ય સ્વીકાર્યું. તું બ્રહ્મચારિણી અને હું બ્રહ્મચારી. કેવો સુભગ સંયોગ ! પણ એ મ્હારૂં કૌમારવ્રતજ સમાજમાં સન્દેહરૂપ નીવડયું. (દ્રઢ નિશ્ચય કરતો હોય તેમ બે હાથ જોરથી ડાબી) ગમે તેમ થાય કાળસ્થળનાં અન્તર આપણા વચ્ચે નથીજ જન્માવવાં.

જરાવાર શાન્ત બની પડી રહે છે. વળી મુખભાવ બદલે છે.

પણ મ્હારે લીધે મ્હારાં માબાપ અપકીર્તિ વહોરે

એ યોગ્ય છે? ખોટ્ટી થતી અપકીર્તિ એ અપકીર્તિ કહેવાય? કાંઇ સૂઝ નથી પડતું. મ્હારે શું કરવું?

ઉત્સાહ આવે છે. વાદળ સાથે વાત કરતા સ્નેહીને ત્હેની જાણ નથી થતી. થોડી વાર થોભી આખરે ઉત્સાહ આગળ વધે છે. અને અર્ધી ઉંઘમાં પડયા જેવો એકચિત્ત સ્નેહી ઝબકી જાગે છે.

**ઉત્સાહ:** ભાઇ! કેમ આમ હતાશ થઇ ગયા છો? આમ જીવન કેમ જીવાશે? ત્હમને શા વિચાર મુંઝવે છે તે જણાવો તો ય કાંઈ સૂઝ પડે. મદદરૂપ નીવડાય તો તેમ કરીએ. પણ....

**સ્નેહી:** (સ્વસ્થ થઇ જરા ટટ્ટાર બની) કાંઇ ખાસ નથી. પણ ઉત્સાહ! હું ધર્મસંકટમાં સપડાયો છું. 'શું કરૂં?' આ પ્રશ્ને મ્હને પરવશ બનાવ્યો છે. મ્હને વિચાર આવે છે: મ્હારૂં કોણ? માબાપ કે બ્હેન સુધા? મ્હારાં માબાપ કહે છે કે સુધાનો સહવાસ છોડ. એનું નશીબ કાણું તેમાં આપણે શું કરીએ? એને એના પિયર વળાવ. મ્હારા હૃદયને એ અસ્વીકાર્ય છે પણ કોકવાર વિચાર આવે છે કે વડિલનું કહેવું અયોગ્ય નથી. આપણે આજના યુવાનો સમાજની સ્હામે છાતી કાઢી બેપરવા થઇ ફરીએ. વડિલો પાસે એ આશા ન રખાય. એમનું જીવન જે સંજોગોમાં પસાર થયું એ જોતાં એમનું રૂઢિબધ્ધ આચરણ સ્વાભાવિક છે. પણ આપણા આશા–અભિલાષ એથીજ ઉચ્છેદાય છે એમ જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે વડિલોનાં વર્તન આપણને ડરપોક અને મૂર્ખાઇભર્યાં લાગે છે.

ઉત્સાહ: (જરા ટટાર બેસી) એ ગમે તેમ હોય. મ્હને તો એમ લાગે છે કે આમ ચારે બાજુના વિચારો કર્યો કરવાથી આ સૈકાઓ થયાં રૂઢિના અન્જન આંજી અન્ધ બનેલી સમાજમાં કાંઈ નવું ન કરી શકાય. મ્હને તો તું આજે અકાલ વૃધ્ધ જેવો લાગે છે. ચોપાસના વિચારોમાં લાગણીને દુભવવાથી જીવનમાં હતાશ જાગતાં વાર નથી લાગતી.

અને ત્હારૂં કોણ? ત્હારૂં આખું વિશ્વ. વિશ્વના નિરાધાર ને દુઃખી સઘળાં ત્હારાં. સમાજ કોણ? માબાપ કોણ? ડર કોનો? નિરાધાર અને નિર્દોષ સુધાની એક કારમી હાય ત્હને સઘળું ભુલાવવા બસ નથી? ત્હારા માબાપે શા કાજ વડિલબન્ધુને બાળપણમાં પરણાવ્યો? આજે સુધાના ઉલ્લાસવન્તા જીવનને નિસાસાથી ભરી દેનાર એજ પૂજ્ય માબાપને? સુધાના ભાઈએ તું દિયર છતાં વડિલબન્ધુના મરણ વખતના બોલપર ત્હને બ્હેન તરીકે એને સ્હોંપી. અને તે પછી તો ત્હમો જીવનમિત્ર બન્યાં. આજે તું માબાપનાં વ્હાલમાં કે માનમાં સુધાને ત્યજશે તો એ કઈ અધમ દશાએ જઈ અથડાશે ત્હેનો વિચાર કીધો? આજના નવયુવાનોમાં આ પણ એક મહાન ખોડ છે. માબાપના વ્હાલ કે માનનાં ખોટાં ઓઠાં હેઠળ અકૃત્ય કરતાં ઘણા પુત્રો અચકાતા નથી. અરે ઉલટા ધર્મ બજાવ્યો સ્હમજી ગર્વ લે છે. હજી આવી અન્ધભક્તિ ક્યાં સુધી ટકી રહેશે? એનું મૂળ કાઢવુંજ જોઇએ. પછી તે ભક્તિ માબાપ પ્રતિની હોય કે ખૂદ પરમાત્મા પ્રતિની.

સ્નેહી: તું ઉશ્કેરા નહિ. હું ત્હારાજ મતનો છું. પણ...

ઉત્સાહઃ (વચમાંજ) પણ શું ? યોગ્ય નિશ્ચય અમલમાં ન મુકતાં ત્હેની માત્ર દલીલ કર્યા કરવી એ મનુષ્યની એક જાતની નબળાઇ છે.

સ્નેહીઃ કબૂલું છું. પણ ધ્યેયનું સ્વરૂપ એટલુ વિશાળ છે કે ત્હેને લાગણીવશ બની મૂર્તિમાન કે સીમાબધ્ધ કરવા જતાં ત્હેની સમ્પૂર્ણ સાર્થકતા અશકય થઈ જાય છે. માટે વિચાર તો કરવોજ જોઇએ. હા, એ વિચારો બહાર નજ પડવા જોઇએ.

ઉત્સાહઃ માનવી માત્રને નિશ્ચય એકજ હોવો જોઇએ. હું તો એમ માનું છું કે સંજોગોથી ખેંચાતો માનવી નવિન કશું ન કરી શકે. તું કોણ ? આપણા મિત્રમન્ડળનું ધ્યેય શું ? ભારતવર્ષનું ભાવિ ઘડવાના આપણા મનોરથ આમ પાર પડશે ?

સ્નેહીઃ શા માટે નહિ ? વિચારશીલ મનુષ્ય પગલે પગલે વિચાર કર્યેજ જાય છે. પણ એ મિથ્યાવાદ જવા દે. મ્હારો નિશ્ચય એકજ છે. પણ હવે શું કરવું એ પ્રશ્ન....

એટલામાં ચન્દ્રિકા આવે છે. છેલ્લું અધુરૂં વાકય સાંભળી તે સ્વસ્થ બને છે. એક ઝીણી નજર ઉભય મિત્રો ઉપર નાંખી વાતાવરણ માપવા સફળ પ્રયત્ન કરે છે. ચન્દ્રિકાને જોતાંજ વિચારોનો ભાર દૂર ફેંકી દેવાનો પ્રયત્ન કરી વાતાવરણ ફેરવવા સ્નેહી સ્વસ્થતા સાચવે છે.

સ્નેહીઃ (ઉભો થઇ હસવાનો પ્રયત્ન કરી) અહો ! ચન્દ્રિકા ! આવો, આવો. કેમ કાંઇ બહુ જલદી. (ખુરસી તરફ હાથ લમ્બાવી) બેસો બેસો.

ઉત્સાહઃ (ગુસ્સો સમાવી હસ્તે વદને) કેમ ચન્દ્રિકા-બ્હેન ! ત્હમે કેમ છો ?

'ત્હમે' શબ્દ પરના વજનથી ચન્દ્રિકા ચેતે છે. બતાવેલી ખુરસી પર ન બેસતાં બન્ડમાં આંટા મારતાં.

ચન્દ્રિકાઃ કેમ આ પ્રશ્નની કાંઇ જરૂર પડી ?

ઉત્સાહઃ વળી ત્હમને કંઇ સમાજે કહ્યું હોય ને....

ચન્દ્રિકાઃ સમાજ તો નવરો છે. એની વાતોથી હું કાંઈ ડરૂં એમ નથી. અને એમ ડરતાં મ્હને નહિ પાલવે.

ઉત્સાહઃ કેમ ન પાલવે ?

ચન્દ્રિકાઃ (સ્નેહી તરફ દ્દષ્ટિ નાંખી ફેરવી લઇ) કેમ શું ? મ્હારે તો સ્ત્રીજગતને પલોટવાનું છે. સ્ત્રીઓ પાસે આપણા દેશમાં પચ્ચીસમી સદી પ્રકટાવવી છે. સ્નેહી ભલે ડરે.

સ્નેહી, ચન્દ્રિકા તરફ સન્દેહભરી નજરે જુએ છે.

જુઓ શું ? ઉત્સાહે તો આજે જાણ્યું હશે પણ હું તો ત્રણ દિવસથી ત્હમારી મનોદશા પામી હતી. કાલે સુધા સાથે હતી. નહિ તો ત્હમારી ખબર લઇ નાંખતે. શું સ્હમજો છો ત્હમે ? પુરુષ થઇ પુરુષત્વ નથી ખેડાતું ? ત્હમારા કરતાં મ્હારી સુધા ખરીને કે...

સ્નેહીઃ (ચમકીને) તે શું સુધાને તેં આ વાત કીધી છે ? (પોતાને કહેતો હોય તેમ ધીમેથી) બિચારી કેટલી દુઃખી થશે ?

ચન્દ્રિકાઃ સુધાએ બંગડી નથી...અરે ! બંગડી પહેરી હોય તો યે તે ઓગણીસમી સદીની તો નથીજ પહેરી.

ચન્દ્રિકા એક તીક્ષ્ણ નજર સ્નેહી પર મારે છે. સ્નેહી ઠપકો દેતી ચન્દ્રિકા સ્હામે મીઠી નજરે જોઇ રહે છે.

સ્નેહીઃ (આછું આછું હસતો) ત્હમારામાં સમતોલતા કે ઝીણવટ જરા પણ ન મળે.

ચન્દ્રિકાને આચકો લાગે છે. સ્નેહી તે જુએ છે.

મ્હારો નિશ્ચય એક છે. મ્હારૂં ધ્યેય પણ એક છે. અને હું સમ્પૂર્ણ દ્રઢ છું. છતાં સ્હેજ વિચાર કરવા રોકાઉં છું ત્યાં તો વાગ્ધારાની વૃષ્ટિ વરસાવવા માંડી. ચન્દ્રિકા ! ત્હમારામાં સ્ત્રીત્વ હશે તો અમ્હારામાં પુરૂષત્વ કેમ ન હોય ?

ઉત્સાહઃ ભાઇ ! ત્હમારી શક્તિ અમો પામ્યા છીએ. અને ત્હમારા જેટલું કરવાની અમ્હારામાં શક્તિ નથી. પણ આવી ઉંચી લાગણીના લલકારમાં ત્હમે....

સ્નેહીઃ....ખેંચાઇ જાઉં ? અરે કાંઇ ગાંડા થયાં ? મ્હારાં માબાપ વિરૂદ્ધ છે છતાં મેં આજે મિત્રમન્ડળ મ્હારે ત્યાં નોતર્યું છે એ મ્હારો સબળ બચાવ નથી ?

ચન્દ્રિકાઃ (નયનસ્મિત કરી) ઠીક, ત્હમને ધન્યવાદ. પણ કહો, હવે ત્હમે........

આંટા મારતી બારીમાંથી બહાર જુએ છે તો ઉર્મિને લઈ સુધા આવતી જણાઇ. ત્હેની પાછળ સમીર અને સુવાસ પણ દેખાયાં. દાદર ચઢતો ગુંજાર પણ એટલામાં ઉપર આવેલો જણાયો.

લ્યો બધા આવ્યાં.

સ્નેહીઃ ગુંજાર ! તું આવ્યો ? ત્હારી પાસે અમો ખુબ આશા રાખીએ છીએ હોં ! (બધાં આવતાં) આવો આવો. જુઓ ચન્દ્રિકા ! ઉર્મિ આવી. અરે ચાલોને આપણે સૌ ત્રીજે માળેજ જઇએ.

સૌ ઉપર ગયાં. સ્નેહીની તૈયારી મુજબ રામો ચા લાવ્યો. ટેબલ ફરતી ખુરસી ઉપર સૌ બેઠાં. ચા પીતાં પીતાં

ઉત્સાહઃ કેમ છો સુધાબ્હેન ?

સુધાઃ હું તો સદાય મઝામાંજ છું અને રહીશ. મ્હારો ભાઈ મ્હારી પડખે હોય પછી મ્હને દુઃખ શાં ?

ચન્દ્રિકાનું નાક ઉચું ચઢે છે. ઉત્સાહ સ્નેહી તરફ જુએ છે.

સ્નેહીઃ (વાત બદલવા) કોઇ કાંઇ નવાજુની લાવ્યું ?

ગુંજારઃ હા. ચન્દ્રિકાબ્હેન, ઉત્સાહભાઇ સાથે આજે મ્હને મળવા આવ્યાં હતાં. અમોએ કલાક બે કલાક સુધી ખૂબ મઝા કીધી. સ્નેહીભાઇ ! હવે તો હું ય કાંઇક ત્હમારા આદર્શ સ્હમજતો થયો છું. મ્હારાં ઘણાં અન્ધારાં એમણે મટાળ્યાં છે. હું એ બન્નેનો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

સઘળાં ચન્દ્રિકા અને ઉત્સાહ તરફ જુએ છે.

ચન્દ્રિકાઃ (સ્નેહી તરફ જોઇને) જુઓ છો શું ? બૈરાંની પેઠે ખૂણે બેસી રહતાં ન પાલવે. (સ્નેહી મર્મ સ્હમજે છે. પણ જવાબમાં હસે છે.) ભારતનું ભાવિ ઘરના ખૂણે ના ઘડાય. આપણા આદર્શો કેવળ ગગનવિહારી નથી. એને માટે તો સક્રિય પગલાં લેવાં પડશે. ઉર્મિને ય પૂછો હા પઢાવતાં કેટલી મહેનત પડી તે. અને વળી દરરોજ સ્હાંજે મ્હારી સાથે ફરવા મોકલવાનું કબુલાવ્યું તે જુદું.

સ્નેહીઃ (સહર્ષ) શું કહોછ ! (મનમાં) ચન્દ્રિકા ! ખરેખર ત્હારા ચમકાર અદ્‌ભૂત છે. એ ચમકારમાં જેટલું તેજ છે તેટલુંજ અમૃત પણ છે. આહ !....

સમીરઃ સુધાબ્હેન ! ત્હમને એની બાએ કાંઈ કહ્યું હતું ?

સુધા જવાબ આપે તે પહેલાં.

સુવાસઃ નહિ ઉર્મિબ્હેન ! ત્હમે જરા હિમ્મતવાન

બનો. આમ વ્યક્તિત્વ ગુમાવશો તો કેમ જીવશો ?

ઉત્સાહઃ ઓહો ! ત્હમે યે વ્યક્તિત્વની કિંમત સ્હમજતાં થયાં ખરાં !

સમીરઃ (મીઠું હસતો) ત્યારે શું અમે કાંઇ માણસ નથી ?

સુવાસ–સમીરની નયન મળે છે. બન્નેની આંખમાં હર્ષના ચમકાર ચમકે છે. સુવાસ શરમાઇ નીચું જોઇ જાય છે.

સુધાઃ હવે તો સમીર ને એને ખૂબ બને છે. સમીર પહેલાં મુંઝાતો હતો. પણ સુવાસબ્હેને એમનો રૂઢિનો અંચળો કાઢીને હવે ફેંકી દીધો છે. અરે ! કાલે હું ગઈ ત્યારે બન્ને " પરણેલી કે કુંવારી ? " વાંચતાં હતાં.

સ્નેહીઃ આ તો આપણે ટુંક વખતમાં ઠીક પ્રગતિ કરતાં જણાઇએ છીએ. ગુંજાર અને ઉર્મિ પણ હવે આપણામાં ભળી શકશે. પણ યાદ રાખજો ભવિષ્ય એવું ઘૂરકી રહેલું છે કે....

ઉત્સાહઃ હવે ઘૂરકયાં.

ચન્દ્રિકાઃ પણ એ ઘૂરકવા રહે એટલામાં આપણાંથી અણચિન્તી ત્રાપ ન મરાતી હોય.

સુધા,સમીર,સુવાસઃ શાબાશ.

ગુંજાર ટેબલ પર હાથ ઠોકી ઉભો થઇ જાય છે. એટલામાં સ્હામે લટકેલી વીણા ઉપર ઉત્સાહની નજર પડે છે.

ઉત્સાહઃ સુધા ! તું પેલી વીણા લે. ચન્દ્રિકાબ્હેન એક ગીત ગાશે.

સુધા વીણા વગાડે છે. ચન્દ્રિકા એક સુન્દર ગીત છેડે છે. સ્નેહી અનિમિષ નયને ત્હેની સ્હામું જોઇ રહે છે. સઘળાં ચિત્તવશ સાંભળે છે.

ગાન પૂરૂં થયા પછી સૌ છુટાં પડે છે.

પડદો પડે છે.

## દ્રશ્ય ત્રીજું.

ચન્દ્રિકાનાં બા લીલાવતી રસોડામાં બેઠાં બેઠાં એક બાજુ ર્‌હાંજનું શાક સમારતાં જાય છે અને બીજી બાજુ સગડી ચેતાવતાં જાય છે. એટલામાં બારણું ઉઘડે છે.

**લીલા:** કોણ ?

**સ્નેહી:** (અન્દર આવતો આવતો) એ તો હું બા.

**લીલા:** આવ, દીકરા સ્નેહી ! આવ મા.

સ્નેહી રસોડાં પાસે આવી અન્દર પેસવાના ઉમરા ઉપરજ બેસે છે.

**લીલા:** કેમ ભાઇ ! આજ કેટલે દહાડે તું આવ્યો. ચન્દ્રિકા ત્હને કેટલી યાદ કરતી હતી. ત્હારો દોસ્તાર પરદેશ ગયો એટલે શું ઘર પણ જતું રહ્યું ? ....અરે ! ચાલ સારૂં થયું આવ્યો તો. મ્હારા સૌરભનો કાંઇ કાગળ આવ્યો છે કે ? આજ કેટલાય દિવસ થયાં અહીં તો કાગળજ નથી.

**સ્નેહી:** હા બા. આજેજ આવ્યો. તે ત્હમને પ્રણામ કહાવે છે. એ કહેવાજ હું આવ્યો.

**લીલા:** હં. મ્હારા સૌરભની તબીયત કેમ છે ? સારી છે ને ?

**સ્નેહી:** અરે બા ! એ તો લખે છે ‘હું સાત શેર વધ્યો છું.’

લીલાઃ ચાલો જીવતા રહો ને સુખી થાઓ. પણ દીકરા, તું આવતો રહે તો સારૂં. ત્હને જોઇને જાણે સૌરભને જોયા જેટલી મ્હને શાન્તિ મળે છે. અને ચન્દ્રિકા પણ કેટલી ખુશી થાય? (યાદ આવતાં એકદમ) અરે પણ અલ્યા સ્નેહી! આ બધી આખા શહેરમાં શી હો હા મચી છે? તું પણ આવો ડાહ્યો છોકરો થઇને સ્હમજતો નથી?

સ્નેહીઃ (ધીમો નિસાસો મુકી) પણ બા, ત્હમેજ કહો. હું નિર્દોષ છું કે નહિ? ચન્દ્રિકાએ ત્હમને વાત તો કીધી હશે. અરે પણ ત્હમે હતાંનેજ મ્હારા ભાઇએ સુધા-બ્હેનને મ્હને સ્હોંપી હતી ને?

લીલાઃ હા દીકરા. એ બધું તો ખરૂં પણ દુનિયાને મ્હોંએ કાંઇ ઢાંકણું છે? અને સાચ્ચું પૂછો તો સુધા હવે રાંડીરાંડ. (સ્નેહીને કમકમા આવે છે.) એ ત્હમો બધાં સાથે આમ હરેફરે, ટાપટીપથી ચાલે અને આમ રોપ મારે એ તો મ્હને ય નથી ગમતું.

સ્નેહીઃ બા, ત્હમે ભૂલો છો. એ વિધવા થઈ એમાં એનો શો દોષ? નથી એણે હજી સંસારના સુખભોગ જોયા કે નથી મ્હાણ્યા. એ બાલવિધવા બની. સ્ત્રીઓના અનુપમ લ્હાવારૂપ યુવતિપણાના ઉમરે તો હજી એ ચઢવાની છે. હવે કહો, છેક નિરસ જીવન એ આ સદીમાં કેમ જીવી શકે? એ પણ માણસ છે. અને માણસ જાતે ભોગવવાના નિર્દોષ રસભોગે એ ન ભોગવી શકે? પછી છેક શુષ્ક જીવન એ કેમ નીભાવી શકે? ઘરને ખૂણે બેસી કાળાં

કમી કરવા કરતાં મ્હારે પડખે રહી નિર્દોષ રસ મ્હાણી પવિત્ર જીવન ગાળવું શું ખોટું ? ત્હમેજ કહો બા. સુધાને ત્હમે ન ઓળખો પણ મ્હારા ચારિત્રમાં ત્હમને શંકા છે ?

લીલાઃ ના, જરાય નહિ. મ્હારા સૌરભ કરતાં પણ તું ચોકખો દેવ જેવો.

સ્નેહીઃ ત્યારે બા ! દુનિયાની વાત ત્હમારે સાંભળવીજ નહિ. અને સમ્ભળાય તો દિલમાં ધરવી નહિ. સુધા મ્હારી બ્હેન છે અને હું એનો ભાઈ છું હોં ! એ તો મ્હારી ન્યાતજ નિન્દાખોર છે.

લીલાઃ દુનિયાને બીજો કાંઇ ધન્ધોજ નથી. ત્હારી ન્યાત ને મ્હારી ન્યાત બધેજ એ તો એવું. અરે....! ત્હમારી સાથે મ્હારી ચન્દ્રિકાને ન ફરવા દેવા મ્હને કેટલાં જણાં કહી ગયાં. અને કોઇ મુ—એ તો સૌરભને પણ લખ્યું. મ્હારો સૌરભ તો ત્હેના ઉપર એટલો બધો ખીજાય ગયો. ને મ્હને ચોકખું લખ્યુંઃ ચન્દ્રિકાને સમાજની ખોટી નિન્દાથી ડરી ઘરમાં ગોંધી તો જોજે. બિચારૂં ખીલતું ફૂલ કરમાય ન જાય. ચન્દ્રિકા તો ત્હેની મરજી પ્રમાણે જ્યાં જવું હોય ત્યાં મ્હને કહીને જાય છે. છો જતી. બિચારી આનન્દ કરે ને સુખી રહે.

સ્નેહીઃ ત્યારે બા સાચ્ચું કહું ? હું આજ કારણથી ન્હોતો આવતો. સમાજને મ્હારા ચારિત્રમાં દોષ દેખાયો અને હું ત્હમારે ત્યાં આવું તો વળી......

લીલાઃ ના દીકરા ના. તું હવે જરૂર આવજે. નહિ તો મ્હારો સૌરભ મ્હને જીવતી ન રહેવા દેશે. (મનમાં) કેવો દેવ જેવો દીકરો છે!

થોડી વાર મુંગા રહ્યા બાદ.

સ્નેહીઃ ઠીક ત્યારે હું જાઉં બા.

લીલાઃ અરે બેસની ભાઇ. આજ કેટલા દિવસે આવ્યો ને પાછો જાઉં જાઉં શું કરી રહ્યા?

હાં, મેં સાંભળેલું કે સુધાને ન છોડે તો ત્હારો બાપ ત્હને કાઢી મુકવાનો છે. શું આ ખરી વાત છે?

સ્નેહીઃ (હસીને) અરે બા! આજે ચાર દિવસ થયાં મેં નોખું ઘર રાખ્યું છે. અમો બન્ને ભાઈબ્હેન ત્યાં રહીએ છીએ. ત્હમને ખબર નથી? આ બધી વાત આવી ને આટલી કેમ બાકી રહી ગઇ?

લીલાઃ અરે પેલી ચન્દી નવરી પડે ત્યારે આવતી ને આખા ગામની કંઈ કંઇ ગપસપ કહી જતી. અઠવાડીઆં થયાં તે શ્રીનાથજીની જાત્રાએ ગઇ છે. આપણે તો આપણું રસોડું ભલું ને દેવ ભલા.

સ્નેહીઃ એ સારૂં બા.

લીલાઃ પણ દીકરા આમ માબાપને ત્યજાય? ને જીન્દગીભર હવે શું કરશો? શું ખાશો?

સ્નેહી: બા ! આજના સત્યમાર્ગે જતા યુવાનોને પાછા પાડવા વડિલો પાસે માત્ર એજ શસ્ત્ર છે. ઘરમાંથી કાઢી મુકવું ને મિલ્કત ન આપવી. પણ તેથી ડરે એવા નમાલા અમે યુવાનો હવે રહ્યા નથી. મ્હારી સાથે એક દિવસ બાબાપુ લઢ્યાં. સુધાને પિયર મોકલાવી દેવા અને રાવસાહેબનાં પુત્રી સાથે પરણવા મ્હને દબાણ કરવામાં આવ્યું. મેં ત્હેનો વિનમ્ર અસ્વીકાર કીધો ત્યારે બાપુને અપમાન લાગ્યું. ગુસ્સાના આવેગમાં તેમણે મ્હને ઘર બહાર જવા કહ્યું. અને ન જાઉં તો લાત મારીને કાઢવાનો નિશ્ચય જણાવ્યો. સાથે સાથે ફરી ઘરમાં પગ ન મુકવાનું પણ કહ્યું. તરત હું કપડાંભેર બહાર નીકળ્યો. બાએ મ્હને દાદર ઉતરતાં રોકયો પણ હું નિરુપાય હતો. હું સુધા સાથે ચાલ્યો ગયો.

આમાં થયું શું ? મ્હારે બી. એ. નો અભ્યાસ અધવચ છોડવો પડયો. અને મળી એવી નોકરી લઇ લેવી પડી. હશે જે થયું તે થયું. મ્હને એનો જરાય શોક નથી. સત્યાગ્રહીને તો સહવાનું હોયજ. જે સહી ન શકે તે સત્યાગ્રહ ન કરી શકે.

લીલા: પણ સુધાને થોડા દિવસ મોકલી બાપુને જરા ઠન્ડા પડવા દેવા હતા. પછી આસ્તેથી સ્હમજાવાતે. આજના જુવાનોમાં વચલો રસ્તો કાઢી કુનેહથી કામ લેવાની આવડતજ નથી. 'બહાર જા' કહ્યું કે બહાર ચાલ્યા. સમાજમાં આ સારૂં ન કહેવાય. હજી તું સ્હમજીને બાપુની માફી માગી ઘેર જાય તો મ્હને વ્હાલો લાગે.

સ્નેહી: સમાજને લાત મારીને વધ્યા સિવાય અમ્હારાથી આગળ જવાવાનું જ નથી. છતાં ધારો કે સુધાને થોડા દિવસ એના ભાઇ પાસે મોકલું. પણ રાવસાહેબનાં પુત્રી સાથે લગ્ન કરાવવાની વાતનું શું ? બાપુ કેવળ સત્તાવાહી નથી બનતા ? રાવસાહેબ જરા પહેરામણી વધારે આપવા તૈયાર થયા એટલે બાપુને તો લાલચ લાગી છે.

લીલા: પણ ત્હને ત્હેની સાથે પરણતાં વાંધો શું છે ?

સ્નેહી: જુઓ બા, અમે એક ન્યાતનાં છીએ છતાં નથી કોઇ દિવસ મળ્યાં કે નથી એક બીજાંને સારી રીતે ઓળખતાં. એની ભાવના કે મનોવિચાર જાણ્યા વિના બાપુ કહે આની જોડે પરણ એટલે હું પરણું એ તે લગ્ન કહેવાય ? આજના નવયુગમાં હવે એ ના પોષાય. એકબીજાં જોડે ગાઢ સમ્બન્ધમાં આવી સ્વભાવ ને આશઅભિલાષ, વલણ અને સમાનતા જોઇ એકબીજાંને પિછાણી શકયાં હોય તેવાં સ્ત્રી ને પુરુષ લગ્નના મંગળ સમ્બન્ધથી જોડાય તો તે લગ્ન. હવે કહો બા, મ્હારી આ ઉચ્ચ ભાવના ત્યજી બાપુના હુકમને શી રીતે તાબે થાઉં ?

લીલા: એ બધું હું ના સ્હમજું. હું તો એટલુ જાણું કે કેવળ ભાવના કામ ના લાગે. કાંઇક વ્યવહારૂ બનશો તોજ ત્હમો કાંઇ કરી શકશો.

સ્નેહી: બા ! આજના કહેવાતા વ્યવહાર સાથે તો અમ્હારે દુશ્મનાવટ છે.



રા. રા. ગુલાબભાઈ વશનજી દેશાઈ
શ્રી અનાવિલ સમાજના સ્થાનિક સેક્રેટરી.

લીલાઃ (જરા ગુંચવાઇ, કન્ટાળી) બહુ સારૂં. ફોડો માથું ને કાઢો રાતું. આ સૌરભ પણ નથી પરણવાનો નથી પરણવાનો કર્યો કરે છે તે કાંઇક આવુંજ હશે. હવે સ્હમજાયું. ત્હમે આમ દોડયા દોડયા કયાં જશો ? ત્હમારૂં શું થશે ?

સ્નેહીઃ અમ્હારી ત્હમારે ચિન્તાજ ન રાખવી. આટલું ચોક્કસ માનજોઃ અમે દિવસે દિવસે આગળજ વધીએ છીએ—પાછળ નથી હઠતા. (જરા થોભી) જુઓ બા, બહુ મોડું થઇ ગયું. હવે તો હું જઇશ.

લીલાઃ જોને આજે ઘણે દિવસે તું આવ્યો ત્યારે પેલી ફરવા ગઈ તે હજી ય ન આવી. જા ભાઇ ત્યારે. પણ આવતો રહેજે હોં !

સ્નેહીઃ (જતો જતો) હા જરૂર આવીશ.

લીલાઃ (જરા મોટા અવાજે) એ બારણું જોરથી વાસતો જજે.

બારણું બન્ધ થયાનો અવાજ આવે છે.

પડદો પડે છે.

## દ્રશ્ય ચોથું

સૂર્ય લગભગ ક્ષિતિજ તરફ ધીમે ધીમે જઈ રહ્યો હતો. મધ્યાનનાં પ્રખર કિરણ કોમળ બની કુમાસ પ્રસરાવતાં હતાં. નદીતટે આવેલા ઉદ્યાનમાં સુવિકસિત વૃક્ષવૃન્દ ઉપર એની મીઠી કિરણાવલિ સુવર્ણરંગી ભાત પાડી રહી હતી. અને એથી પ્રકૃતિ સૌન્દર્યપૂર્ણ બની રહી હતી.

એ સમયે ચન્દ્રિકા એ બાગના એક નિર્જન ખૂણે રમ્ય ઘટામાં વિચારમગ્ન બેઠી છે. ઘડી ઘડીએ એ વાંકી વળી બાજુના માર્ગ પર લાંબી નજર નાંખતી હતી. કોકવાર એક નિસાસાની દર્દભરી હાય શાન્ત કુંજમાં કમ્પારી પ્રસરાવતી હતી.

**ચન્દ્રિકાઃ** (ગૂઢ વિચારમાં મનમાં) **આહ! શું થયું હશે? હજી કેમ ના આવ્યા?** (વાંકી વળી માર્ગ પર દૂર દૂર દ્રષ્ટિ ફેંકે છે) **તે દિવસની સોનેરી સ્હવારે એ સૌરભને મળવા આવેલા. કેવો ખુશનુમા ચહેરો! જાણે પ્રભાતની સર્વ સ્નિગ્ધ કુમાસ એના વદન પર ઓપી રહી હતી. અને કેવું એનું હાસ્ય! જાણે ચાંદનીના ઉજ્જવળ ચમકારા.**

રસ્તા પર જુએ છે. કોઈ આવતું જણાય છે. સ્વસ્થ થઈ બેસે છે. પણ નિરાશ થઇ એક નિસાસો નાંખે છે. વળી વિચાર પરમ્પરા જાગે છે.

**ઓ મ્હારા આત્માના સંગીત! મ્હારા માલિક! ત્હારામાં મ્હને ગુંથી લેવા હું આવી છું. પુષ્પમાં રહેલી પરાગ**

પેઠે પધારાવા ઓ મ્હારા સ્નેહી! ત્હારા ચરણ સમીપ હું મ્હારા પ્રાણ પાથરીશ. (દ્રઢ નિશ્ચયાર્થરૂપે હાથમાં હાથ પછાડી) બસ. મેં મ્હારૂં ભવિષ્ય નક્કી કરી દીધું છે. જગતનું ભવિષ્ય ઘડનારની મ્હને પરવા નથી. કોઇનું કશુંય ના સાંભળતાં હું ત્હારી પૂજામાં અનન્ત કાળનો અન્ત લાવીશ. ઓ મ્હારાં દિવ્ય સંગીત! તુંજ મ્હારો પ્રિયતમ્! તુંજ મ્હારો પ્રાણ!! તુંજ મ્હારૂં સર્વસ્વ!!!

સ્હામેના માર્ગ પરથી એક સ્ત્રી અને પુરૂષ આવતાં જણાય છે.

શું એમની સાથે સુધા યે આવી? ઓ ભગવાન! આજ કેટલાય દિવસ થયાં મળવા તલસું છું પણ...ના, ના. હું તો ગાંડી થઇ ગઇ છું. આ સ્નેહી ન્હોય.

શૂન્ય વિચારમાં સ્થિર થઇ બેસે છે. થોડી વારમાં ઉતાવળે કોઇ યુવાન એ કુંજ તરફ આવતો જણાય છે. શૂન્યવત્ ચન્દ્રિકાને જોઈ કાંઇક મલકાઈ પાછળથી ધીમે પગલે એ ઘટામાં પેસે છે. ધીમેથી ચન્દ્રિકાની આંખ ડબાવે છે. ચન્દ્રિકા ચમકે છે. અણજાણ્યે આવનારને બાઝી પડે છે. સ્નેહી બાથમાંથી છુટી સ્વસ્થ બની સ્હામે બેસે છે. ચન્દ્રિકા લગભગ રડવા જેવી થઈ જતાં ખોળામાં માથું સન્તાડી દે છે.

સ્નેહીઃ ચન્દ્રિકા! આ શું? મ્હારી ભૂલની શિક્ષા કરે છે?

ચન્દ્રિકાઃ (ખોળામાં નીચું માથું રાખીનેજ) પણ ત્હમને જરા ...

સ્નેહીઃ હું મ્હારી ભૂલ કબૂલ કરૂં છું. હું ઘણો મોડો પડયો. પ....ણ..ઉંચું તો જો....

ચન્દ્રિકા: (સીધી બેસી, નીચુંજ જોઈને) મ્હને શું શું થયું હશે તે...

સ્નેહી: ....હું કલ્પી શકું છું. પણ મ્હારો જવાબ માંગ. આમ રડયે શું વળે ? આવી અધિરી કયારથી બની ?

ચન્દ્રિકા: પ્રિયજનની વાટ જોવાનાં દુઃખ કરતાં જગતમાં બીજું એટલું કરુણ દુઃખ એકે નથી. એ તો ત્હમો પુરુષોમાં લાગણીની ઝીણવટજ નથી એટલે મ્હારી કરુણ સ્થિતિનો ત્હમને કયાંથી ખ્યાલ આવે ? નહિ તો....

સ્નેહી: અહીં પણ ત્હમે પુરુષો આમ અને અમે સ્ત્રીઓ આમ એ બધું જતું નથી ? પણ ઠીક અમે પુરુષો એવા લાગણીહીન છીએ તો ત્હમો શા માટે અમ્હારો સાથ શોધો છો ?

ચન્દ્રિકા: (આંખ ફરકાવી) શું ?

સ્નેહી: ના, ના. હું એમ....

ચન્દ્રિકા: (સ્નેહીનું ન સાંભળતાં) એ તો શું કરીએ સ્ત્રીઓનું હૃદય પ્રભુએ લાગણીપ્રધાન બનાવ્યું છે. છતાં ત્હમે પુરુષો સ્ત્રીની પાછળ ગાંડા થઈને દુનિયામાં–આ સુખી દુનિયામાં–જે નર્કદુઃખ જન્માવો છો ત્હેનો વિચાર કીધો છે ? સ્ત્રીનું હૈયું તો સ્નેહથી ભરેલું છે. ત્હમો પુરુષને સ્ત્રી ન મળી હોત તો કેમ જીવન જીવાય છે તે....

સ્નેહી: ચાલ બહુ થયું. એ પિંજણ જવા દે.

ચન્દ્રિકાનો હાથ પોતાના હાથમાં લઇ, રમાડતો, ડાબતો, ઘડીક જોતો, હથેલીમાં ઉંડી ઉંડી નજર નાંખતો

તેં શો વિચાર કીધો ? મેં બતાવેલી મુશ્કેલી વિચારી ?....

ચન્દ્રિકાઃ (સ્નેહીની નજર સ્હામે ઝીણી સચોટ નજર નાંખી) સ્નેહી ! મ્હારે હવે નિશ્ચલતા જોઈએ છે. જુઠ્ઠી આશા યા નિરાશામાં ઝોલા ખાતાં હું હવે કન્ટાળી છું. ત્હમે પુરુષ થઈ આમ ભવિષ્યથી ભડકયા કરો છો એમાં મ્હારે શું સ્હમજવું ?

સ્નેહીઃ ત્હારી આ સ્પષ્ટતા અને રોમેરોમે ઝળકતી સ્વાતન્ત્યતા મ્હને અધિક આકર્ષે છે. મ્હારૂં પરવશ હૈયું હવે દુનિયા ત્યજી ત્હારામય થવા આતુર છે. પણ આપણે એક નિશ્ચય પર આવીએ તે પહેલાં ઘણા વિચાર કરવાના છે. દુનિયાનાં ક્ષણિક પ્રેમીઓ જેવાં આપણે નથીજ. આપણા આદર્શ અને આશઅભિલાષ મહાન છે. મ્હને લાગે છેઃ આપણે બે મટી એક થઇએ તો આ જન્મમાંજ સ્નેહનાં સ્વર્ગસુખ મ્હાણી શકીએ. અને સુધાને પણ ગમે તો ઉત્સાહ સાથે પુનર્લગ્ન કરવા મેં કહી દીધું છે. સુધાએ એ વાત પર વિચાર કરવા કહ્યું છે.

ચન્દ્રિકાઃ સૌરભને મેં મ્હારી હૃદયકથા લખી દીધી હતી. મ્હારી આ ઉદ્દાત ભાવના અને સમાજ સ્હામે પડીને ત્હમને પામવાના અભિલાષ જાણી તે ખૂબ ખુશ થયો છે. આપણાં કપરા ભવિષ્યમાં સાથ પૂરવા પોતે ઇચ્છા પણ દર્શાવે છે. બોલો હવે કાંઇ ? અને ત્હમે ઇચ્છો તો એક્કે દિવસે બે ધડાકા સમાજ સ્હામે કરી શકાય. સુધા હા પાડશેજ.

સ્નેહીઃ હું એ જાણવા માગું છું કે મ્હારી સાથ લગ્ન કરવાની ત્હારી પ્રબળ ઈચ્છાનું પ્રધાન કારણ શું છે? ક્ષણિક ઉભરાવશ બની લાગણીના લલકારામાં.......

બોલતો બોલતો સ્નેહી ચન્દ્રિકા તરફ જુએ છે તો ત્હેની આંખ અપમાનથી ઝિઝાતી લાગી. ત્હેનું મ્હોં રાતું પીળું થઇ જતું જણાયું.

ના, ના. માફ કરજો. ખોટું ના લગાડતી. ત્હારો સ્નેહ હું પિછાણી શકયો છું. ત્હારા આદર્શ અને ભાવનાભિલાષ હું ઓળખી શકયો છું. અને તેથીજ મ્હારા કૌમારવ્રતને ઠેલી હું ત્હારી સાથના મંગળ લગ્નથી જોડાવા પ્રેરાઉં છું. મ્હને જગતમાં કેવળ તુંજ એક દેખાય છે. (જરા વિચારમાં પડી) લીલાબાનો અભિપ્રાય તેં જાણ્યો ?

ચન્દ્રિકા: (ગરીબડી થઈ જઈ) મ્હારા પર એનો વિશ્વાસ અખૂટ છે. ત્હમારે માટે પણ એને ખૂબ માન છે. જ્યારે આવું જાણશે ત્યારે સ્વાભાવિક એમને દુઃખ તો થશે જ. પણ આપણા વિખૂટા આત્મા એક થતાં જે પુણ્યની પરાગ પૃથ્વી પર પ્રસરશે તે જોતાં એમનું દુઃખ મ્હને વધારે નથી લાગતું. અને હું ને સૌરભ એક છીએ એટલે એણે એનો જુનો વાઘો કાઢવોજ પડશે. વશે કે કવશે.

સ્નેહી: ચન્દ્રિકા ! આપણે કેટલાં વર્ષથી એકબીજાને ઓળખીએ છીએ. અને આપણો વર્ષોનો સદ્‌ભાવ આમ પ્રણયમાં પરિણમવા આવ્યો ને હું કલકત્તે ગયો. સુધાને થોડો વખત એના ભાઇને ત્યાં મુકીને અને ત્હને ય અહીં છોડીને મ્હારે દ્રવ્યોપાર્જન માટે સદ્‌ભાગ્યે સારી નોકરી મળી ગઇ એટલે જવું પડયું. પણ લીલાબાના પુણ્યે આપણો પત્રવ્યવહાર ચાલુ રહ્યો. મેં મ્હારી લગ્ન ભાવના સ્પષ્ટ રીતે જણાવી હતી. તેં પણ ત્હારી ભાવના મ્હને જણાવી. સાચી વાત છે: “ પુરુષોમાં લાગણીની ઝીણવટ

ઓછી છે. ” બાકી હું ત્હને અન્તરના ઉંડા ભાવથી ચાહું છું. મ્હારી દેવી તરીકે સ્થાપવામાં મ્હારૂં સૌભાગ્ય ઝળકશે એમ હું માનું છું. અને એથી ત્હારી કસોટી કરવા ખોટો અધિકાર મેળવી હું ત્હને પજવી રહ્યો છું. પણ ચન્દ્રિકા ! આપણે એકાત્મા બનીએ તો આપણી જોખમદારી બહુ ભારે થઇ પડે છે હોં ! આપણે ઘેર ઘેર નવસંસ્કારના સ્વસ્તિક પૂરવાના છે–સમાજની પુનર્રચના કરવાની છે. એ કાર્ય જેટલું જરૂરી છે તેટલુંજ દુર્લભ છે.

ચન્દ્રિકા: એ બધું હું જાણું છું. સમાજને લાત મારીને આપણે આપણો વિકાસ સાધવાનો છે. આપણે જુદી જુદી ન્યાતના છીએ એટલે રૂઢિભક્ત સમાજ જાતિ ભેદનો કાયદો લઇ સ્હામે તો આવશેજ. પણ હવે એથી ડરવાના દહાડા ગયા. આ નવયુગનો તીવ્ર જુવાળ એ રૂઢિભકતોને ડાબતો આવ્યો છે. અને આખરે એના હાથ સાવ હેઠા પડવાનાજ છે. આજે પુરુષસ્ત્રીમાં જે સ્નેહની જ્યોત જાગવા માંડી છે તે કદી બુઝાવાની નથીજ. અને માટેજ ત્હમારાં કાર્યો સાથ સર્વાંશે, સર્વ રીતે, સહચરી રહેવાના મ્હને કોડ છે. મ્હારા આત્માના એ અભિલાષ છે. બોલો શો જવાબ વાળો છો ?

સ્નેહીના હૈયામાં સ્નેહની ઝણઝણાટી ઝણઝણી ઉઠે છે.

કેમ શું વિચારો છો ?

સ્નેહી: વિચારવાનું શું હોય. હું કહી ગયોને ? તુંજ મ્હારી સહચરી, તુંજ મ્હારી દેવી, તુંજ મ્હારૂં સર્વસ્વ.

બોલતાં બોલતાં સ્નેહીના હસ્ત પહોળા થઈ જાય છે.
સ્નેહીની ઉભી થએલી પાંખમાં ચન્દ્રિકા લપાઈ જાય છે.

પડદો પડે છે.

## દ્રશ્ય પાંચમું

વસન્ત પંચમીના દિવસે બપોરે સાંજના ચાર વાગે નગર-મન્ડપ શણગારાઈ રહ્યો છે. ત્યાંથી જતા આવતા લોકો ટીકી ટીકીને આ દ્રશ્ય જોતા જાય છે.

**૧ માણસ:** (હૉલ શણગારતા નોકરને) અલ્યા એઇ! અહીં આજે શું છે? ગાંધી આવવાનો છે?

**નોકર:** અહીં તો ગાંધીબાંધી કોઇ નથી આવવાનું.

**૨ માણસ:** ત્યારે શું છે? કાંઈ ઉત્સવ છે?

**નોકર:** અહીં આજે બે સુધારાવાળાનાં લગન થવાનાં છે.

**૧ માણસ:** (જરા કન્ટાળીને) કોના

**નોકર:** વાત જાણવી છે ને પાછો કન્ટાળે છે હાનો? સ્નેહીભાઈ ને ચન્દ્રિકાબ્હેનનાં અને ઉત્સાહભાઇ ને સુધાબ્હેનનાં.

**૨ માણસ:** (ઉંચે આકાશ તરફ જોઈ. મનમાં કાંઇક બબડી જોરથી પહેલા માણસને) અલ્યા, ઓળખ્યાં એ નંગોને?

**૩ માણસ:** પેલી વિધવા ભોજાઈને રાખીને રહેલો તેથી ત્હેના બાપે કાઢી મુકેલો તેજ આ સ્નેહીભાઇને?

**૨ માણસ:** હારે હા ભાઇ (નિઃશ્વાસનો મોટો દમ ખેંચી) નર્યો કળીયુગ. જુઓને મોટું ધર્મનું ડીંડુ થઇ બેઠેલું હતું તે પેલા રાવસાહેબ પુત્રી આપવા ગયા ત્યારે તો ભાઇ-સાહેબ કૌમારવ્રત ખેડવાના હતા.

**૧ માણસ:** અને પેલી વિધવાને છોડી બીજી સાથેજ કે?

**૩ માણસ:** અરે તે વિધવાને વળી બીજાને પરણાવી.

એટલામાં સ્નેહી દૂરથી આવતો જણાયો.

પેલા ભાઇસાહેબ આવે. દુનિયા નર્કમાં....

સ્નેહીને જોઇ ભાર ન ઝીલાતાં બધા ચાલવા માંડે છે. લગ્નોત્સવમાં આવેલા લોકો હજી ઘેર ન પહોંચ્યા ત્યાં તો ચકલે ચકલે લોકોનાં ટોળાં સાંજનાં પેપરમાં બે નવદમ્પતિના ફોટા જોવામાં પડેલાં જણાયાં.

પડદો પડે છે.

# આદર્શનો ભોગ.

## પાત્રો.

કુલિન. અશ્રુ.
નલિન. રસુ.

વિકાસ, વનુ, કનુ, ચૈતન્ય, ગોપાલ. રસુની બા, આશ્રમવાસી, વગેરે.

## દ્રશ્ય પહેલું.

પૂર્ણિમાની રાત્રિ હતી. આઠ વાગ્યાનો વખત હતો. આજે ઉત્સવદિન હોવાથી ગુજરાત આશ્રમના ખુલ્લા ચોકમાં આશ્રમવાસીઓ ગોળ કુન્ડાળામાં પૃથ્વી માતાના આસનપર વાળુ કરવા બેઠા છે. સૌની સ્હામે એક થાળી ને એક વાટકી પ્રફુલ્લ ચન્દ્રની ચાંદનીમાં ચમકી રહ્યાં છે. ખાણું પીરસાઈ રહેતાં

વનુ: અલ્યા એઇ ! થાળીમાં પદાર્થ પડતાંજ મ્હને તો મ્હોંમાં પાણી છુટવા માંડે. સાળુ આમને આમ સ્હામે પડી રહેલાં મિષ્ટાન્ન કયાં સુધી જોયા કરવાં ? આ સ્થિતિ મ્હને તો અસહ્ય લાગે છે.

કનુ: હા, અલ્યા વિકાસ ! ખરી વાત છે એની. આ નિખાલસતાના જમાનામાં આમ ખોટી સભ્યતા આપણે કયાં સુધી નભાવ્યા જઈશું ?

વિકાસઃ એમાં ખોટી સભ્યતા ત્હમને કેમ લાગી? આપણે એમને ગૃહપતિ તરીકે સ્વીકાર્યા છતાં એ આવે તે પહેલાં ખાવધરાની પેઠે અડાવવા બેસી જવું એ કઇ જાતની સભ્યતા? ને કઇ જાતની નિખાલસતા?

કનુઃ આમ બેસી રહેવામાં ભલે ત્હમને સભ્યતા દેખાતી હોય. અમને તો થાળીમાં ખોરાક પડતાંજ ત્હેને ટપ દઇને મ્હોંમાં મુકી દેવાનું મન હમ્મેશ થાય.

વનુ: માટેજ આવી નિયમાવલિ અને કાયદા-કાનુનો આ પ્રગતિયુગમાં અને તે યે આપણી ગુજરાત આશ્રમ જેવી સ્વતન્ત્રતા કાજ ઝુઝનારી સંસ્થામાં ન શોભે એમ હું ઘણા વખતથી બૂમ મારૂં છું. પણ સાંભળેજ કોણ?

વિકાસઃ પણ શું સાંભળે ત્હમારૂં? ત્હમારે સ્વાતન્ત્ર્ય જોઇએ છે કે સ્વચ્છન્દતા?

કનુઃ અહીંજ ગુલામી છે ને! આપણે ન્હાના હતા ત્યારે આપણા વડિલો પણ આપણી સ્વાભાવિક સ્વતન્ત્રતાને સ્વચ્છન્દતાના નામ નીચેજ કચરતા. હવે એ ન ચાલે. સ્વચ્છન્દતા જેવી કોઈ વસ્તુજ આ દુનિયામાં નથી.

વિકાસઃ આવાં બેહુદાં અને ખોટ્ટાં સૂત્રો કાઢવાની હાલ ફેશન થઇ પડી છે. પૂર્વજોનાં સુકૃત્યોને યે ખોદવાં, ત્હેમનાં તે જમાનાને યોગ્ય એવાં વર્તનમાં હાલની દ્રષ્ટિએ અક્ષમ્ય અપરાધ જોવા, વડિલોને ધિક્કારવા, અને એવું એવું કરીને અન્યનાં વગોણાંમાં પોતાની મહાનતા માપવી. આ બધું કયાં સુધી ચાલ્યા કરશે તે સ્હમજાતું નથી.

વનુ: ઓહો! વિકાસ! તું તો વળી અજબ રીતે વિકાસ સાધતો જણાય છે ને! ત્યારે તું શું એમ માને છે કે અસલનાં માણસો તેજ બધાં મનુષ્યો હતાં અને આપણે ત્હેમની આગળ પામર પ્રાણીઓ છીએ.

વિકાસ: અરે પણ સત્યાસત્યનો વિચાર....

કેનુ: પણ ખાવાની વાત ઉપરથી પૂર્વજો સુધી ક્યાં ચાલ્યા ગયા? વિકાસભાઈ! ત્હમને હું એમ પૂછું છું કે ભાણાંમાં આ બરફીનો ટુકડો આવીને પડ્યો. એ આપણને ખાવા માટેજ આવ્યો છે. અને તેથી મ્હોંમાં આ તર માલ દેખી પાણી છુટયા કરે છતાં આપણને મ્હોં વકાસીને બેસી રહેવું પડે એ કયાંનો ન્યાય?

વિકાસ: પણ ત્હમે જરા સંયમી....

વનુ: ત્હમારી સંયમની કઠોર ભૂમિકા ઉપર અમે નથી રહી શકતા.

વિકાસ: અરે ભાઈ! જરા શાન્ત રહો. સંયમ એટલે કાંઇ તદ્દન કયાં નથી ખાવું? દેવ આવે ત્યાં સુધી થોભવાની સામાન્ય સભ્યતાભર્યો સંયમ પણ જ્યારે ન જાળવી શકીશું ત્યારે આ જુલમી સરકાર સ્હામે સ્વરાજ મેળવવા આપણે શું કરી શકવાના? જેલનું નર્કજીવન શી રીતે જીવી શકવાના? સંયમ શબ્દ આવ્યો એટલે ત્યાં શુષ્કતા અને કઠોરતા માની લેવી એ આપણી નિર્બળતા નથી?

કેનુ: આ સ્વાતન્ત્ય યુગમાં સંયમ શબ્દને શબ્દકોષ-માંથી રદ કરવાનો છે.

એટલામાં દૂરથી આવતા દેવ તરફ સર્વની નજર જાય છે. કનુ આંગળાં કરડે છે. અને નીચું જોઈ સર્વ સાથે પ્રાર્થના કરવા ઉભો થાય છે. પળ ઉપર ખદબદી રહેલું વાતાવરણ નિરવ શાન્ત થઈ જાય છે.

પ્રાર્થના પછી દેવે પ્રથમ ખાવું શરૂ કર્યું ને બધા ખાવા લાગ્યા. થોડીજ વારમાં દેવ હાથ મ્હોં ધોઈ ઉઠયા ને સર્વની રજા માગી. ચાવતાં મ્હોંએ સૌ દેવ તરફ માનભરી નજરે જોઇ રહ્યા. દેવે સર્વને નમસ્કાર કીધા. સર્વે એ સ્હામે માથું નમાવ્યું.

વિકાસ: (જતા દેવ તરફ જોઈ રહી) અહા! શી ત્યાગની મહાન વિભૂતિ છે!

વનુ, કનુ અને સર્વ પણ જતા દેવને જોઇ રહે છે. વિકાસનું વાકય એમનાં સ્મરણમાં ય રટાયું. વિકાસ આગળ બોલ્યે જાય છે.

જો વનુ! એમની મુખકાન્તિમાં, એમનાં લાવણ્યમાં તો ત્યાગની પ્રભા છેજ. પણ એમનાં વર્તનમાં, એમના પહેરવેશમાં અને એમની ચાલમાં સુધ્ધાં ત્યાગનાં પ્રગટ દર્શન એઓ કરાવી શકે છે.

બધા ખાવા લાગે છે. ખાતાં ખાતાં

ચૈતન્ય: અને વિકાસભાઇ! છતાં એ તરુણ જુવાન છે. આશ્ચર્ય જેવો મહાન પ્રશ્ન તો એજ છે કે હુજી તરુણાવસ્થા ત્યજી યુવાનીમાં આવ્યાને એમને ઘણો વખતે નહિ થયો હોય...

વનુ: (વચમાંજ) આ ઉછળતા યુવાનમાં આટલી પ્રભા અને ગમ્ભીરતા સાચ્ચે મ્હને પણ બહુ વિચિત્ર લાગે છે.

ચૈતન્ય: વૈચિત્ર્ય જેવું એમાં કશું નથી. મીસ્ટર! એ ત્યાગની પ્રભાવોત્પાદક અસર છે.

વિકાસ: નહિ વનુભાઈ! ત્યાગ અને સંયમની કિમ્મત ન્હાનીસુની નથી. એ તો આપણે જ્યાં અસહાય થઈ પડીએ

ત્યાંથી આગળનાં પ્રકરણને વગોવીએ એટલુંજ. બાકી ત્યાગ અને સંયમ જેવું તપોબળ આ જગતમાં બીજું એકે નથી.

વનુ: હું કનુ પેઠે એને કાંઈ તદ્દન નકામી વસ્તુ નથી માનતો. એની અમોઘતા મ્હને કબૂલ છે. પણ યુવાનોને સ્વાભાવિક એવાં અસ્થિરતા, ચંચળતા અને ઉછાળાને આમ અકાલ સંયમનાં ઓઠાં નીચે કચરવાં એ રીત મ્હને યોગ્ય નથી લાગતી.

કનુ: (કાંઈક ગમ્ભીર બની) હશે. એ જવા દો. સૌ સૌની મરજી પ્રમાણે દુનિયામાં સૌ ચાલવાનું. પણ આટલા વખતથી સાથે રહ્યા છીએ તો યે દેવને આપણે હજી ઓળખી શકયા છીએ ?

ચૈતન્ય: એમનું જીવન એ એક અદ્દભૂત કોયડો છે.

કનુ: એમનું મૂળ નામ સુધ્ધાં આપણે હજી નથી જાણી શકયા. હેં અલ્યા !

વિકાસ: એ તો ખૂદ આપણા વિભાગપતિ યે નથી જાણતા.

વનુ: ત્યારે એમને આ આશ્રમના ગૃહપતિની જગ્યા શી રીતે આપી ?

વિકાસ: એજ ત્યાગનું પરિબળ. એમનાં પળેપળના વર્તનમાં જે સૌમ્યતા ઝબકે છે, જે નિખાલસતા નીતરે છે તેણે આપણા વિભાગપતિને મહાત કર્યા છે. અને ગમે તે હોય તો યે આ આત્મશુદ્ધિના યુગમાં એ મહાબળ દેશે એમ એમને લાગતાં અહીં નીમ્યા છે.

સર્વ ખાઇ રહેતાં પોતાના નિવાસ તરફ ગયા. વિકાસ સર્વ સાથે ન જતાં નદી તરફ ગયો. નદી તટે આંટા મારતો મનમાં

લોકો ગમે તે કહે અને ગમે તે માને પણ સાચા સંન્યાસી તો એ નથીજ. એમનું સંન્યસ્ત સકારણ હોવું

જોઇએ. (જરા અટકયા પછી) પણ નિકટના સહવાસીઓ પણ એમને નથી ઓળખી શકતા. એ બધા સાથે ભળે છે-ભળતા લાગે છે-પણ વસ્તુતઃ એમ નથી જણાતું. એ યે સર્વના મિત્ર દેખાય છે પણ એ મિથ્યા ભ્રમ છે. ખરી રીતે તો એમની સાથે મિત્રતા બાંધવામાં ઘણા મહાનતા સ્હમજી એમની પાસે જે આવે છે ત્હેને રાજી રાખવા એ માત્ર પ્રયત્નજ કરે છે.

પણ ત્યારે એ કોણ હશે? ગુજરાતી તો છેજ. ત્યારે આવડો અમથો ગુજરાતી યુવાન આટલું ભેદી અને છતાં પ્રભાવશીલ જીવન ગાળે એ અજબ જેવું છે.

એક જગ્યાએ અવાક ઉભો રહે છે. પછી એક પડેલા પત્થર પર બેસે છે. નદીના વહી જતાં નીરમાં તીક્ષ્ણ નજરે જોતો

હા, હા. એજ સત્ય છે. એમનામાં ત્યાગનું મહાબળ અનેકઘણું છે એ કબૂલ. પણ એ મહાયોગી તો નથીજ. એમની આંખમાં બાલમસ્તીનો ચમકાર પણ છે, છતાં ત્હેને પ્રૌઢ જેટલી ધીર-ગમ્ભીર રાખવા એ હમ્મેશ પ્રયત્ન કરે છે અને ત્હેમાં એ સચોટ સફળતા મેળવે છે. એમનું મુખ ઘણી વખત કાંઇ ગણગણતું હોય છે. છતાં એ અન્યને મૌનપણું સપૂળ રીતે દાખવી શકે છે. એમનાં ન્હાનાં સરખાં મગજમાં અને મુઠ્ઠી જેવડાં હૃદયમાં કોણ જાણે શા શા ભાવની ભરતી જાગતી હશે! અને એમનાં હૈયાંમાં ઉંડે ઉંડે યે રસવૃત્તિ હોવીજ જોઇએ. એમનાં કર્ત્તવ્યની પણ સીમા નથી. અને એ કર્ત્તવ્ય-ભારમાંજ રસવૃત્તિ ચમકી શકતી ન હોય એમે કેમ ન બને? ચૈતન્ય કહે છે તેમ એમનું જીવન એ એક અદ્દભુત કોયડો તો ખરોજ.

આશ્રમ તરફ જવા માંડે છે.

પડદો પડે છે.

## દ્રશ્ય બીજું.

પ્રભાત પૂર્વેના પ્રહરે વિદ્યાર્થી વિભાગના એક ઓરડામાં

**કનુઃ** અલ્યા એઇ ! ઉઠયો કે નહિ ? પ્રાર્થનાનો પ્રથમ ઘન્ટ તો વાગી ગયો. (બબડતો હોય તેમ) સાળી આ તે કેટલી ગુલામી. (મોટેથી) અલ્યા ગોપાલ ! ઉઠને !

**ગોપાલઃ** (અમળાતો, બગાસાં ખાતો) અલ્યા પણ ત્હારે પ્રાર્થનામાં જવાનું ફરજયાત હોય. મ્હારે શું ?

**કનુઃ** અરે ભાઇ, તું અમ્હારા દેવને અને ત્હેના નિયમને ઓળખતો નથી. અહીં તો પ્રભાત પૂર્વેની આ પ્રાર્થનામાં પ્રત્યેક આશ્રમના માનવપ્રાણીને–ગૃહપતિની જાતથી માંડીને વિદ્યાર્થીઓ, સ્વયંસેવકો અને મહેમાનોને પણ જોડાવું પડે છે. અરે ! આ અમ્હારા બન્ને રસોયાને પોતિયું પહેરતાં યે તો આવડતું નથી ત્હેને યે તેમજ અન્ય સઘળા નોકરચાકરને પણ. અરે ! પેલા ઝાડુ કાઢવાવાળા મકના ભંગીને સુધ્ધાં પ્રાર્થનામાં ફરજયાત જોડાવાની દેવે આજ્ઞા કીધી છે. હવે મકનાને પ્રાર્થના કરવી હોય તો આ નિરાન્તે ઉંઘવાનો વખત શા માટે બગાડે ? ટોપલા વહેતાં વહેતાં આખા રસ્તે એ નકામાં રાગડા તાણી ગણુ-ગણ્યા કરે ત્હેના કરતાં પ્રભુપ્રાર્થનાનાં બે ચાર ભજન તે વખતે સુખેથી ગાઇ શકે. પણ આપણા ઇન્ડિયનોને ટાઈમની કિમ્મતજ નથી. લે ચાલ ભાઇ. જો બીજો બેલ થયો.

ગોપાલઃ (કપડાં પહેરતાં) મ્હારા જેવા મહેમાનને માટે પણ કાયદા હોય એ કઇ જાતની મહેમાનગીરી !

કનુઃ એ દલીલ કરવાને કે જવાબ આપવાને આ સ્થાન કે પ્રસંગ નથી. ચાલ દોડ. હમણા ત્રીજો બેલ થઇ જશે.

બન્ને ઉતાવળે પગલે જાય છે.

પ્રાર્થનાલય આવી પહોંચતાં અન્દર જાય છે.

દેવઃ કેમ ભાઈ કનુ ! મોડું કેમ થયું ? ત્હમો ઘણીવાર મોડા પડો છો.

કનુઃ (ઉભો રહી. હાથ જોડી.) નાજી દેવ. હજી ત્રીજો બેલ નથી થયો.

દેવઃ જુઓ ઘડીઆળમાં. પાંચ ઉપર એક મિનિટ થઇ ગઈ છે. ત્હમને આવતાં જોયા એટલે મેં ઘન્ટ વાગતો અટકાવ્યો—ત્હમારે અડધી મિનિટને ખાતર પ્રાયશ્ચિત કરવું પડે એમ ધારીને.

કનુઃ (ગળગળો થઈ જઇ) હાજી. મ્હારી ભૂલ થઇ. મ્હને આટલી વખત માફી આપો.

દેવઃ ભૂલ કબૂલવી એ એક જાતનું પ્રાયશ્ચિતજ છે.

સૌ પ્રથમ ભજનની ધૂન લગાવે છે. પછી એક ચિત્તે સૌ પ્રભુ પ્રાર્થનામાં લીન થાય છે. પ્રાર્થના કરી રહ્યા બાદ સૌ છુટા પડે છે. એકલા દેવ એ ખન્ડમાં રહે છે.

દેવઃ (મનમાં) બહુ પ્રયત્ન છતાં યે મ્હારૂં ચિત્ત આજે પ્રાર્થનામાં પાછું ન પરોવાયું. શું હજીય હું સમ્પૂર્ણ મનોબળ ન કેળવી શકયો ? આ અસ્થિર મનોદશાનો અન્ત કયારે આવશે ?

એનું આખું અંગ ધગધગી ઉઠે છે. શરીરમાંથી સ્વેદ સ્વેદ છૂટે છે. કપાળેથી પસીનો લુંછતાં



રા. ડાહ્યાભાઈ દુર્લભભાઈ દેશાઇ હરિયાકર.

"અનાવિલ પોકાર"ના નિયમીત લેખક.

# આદર્શનો ભોગ.

મિલ્કત મેલી, સંસાર છોડયો, સેવાનો અંચળો ઓઢયો, સાધુતા સ્વીકારી અને ત્યાગ-સંયમનાં મહાવ્રતો આચરણમાં ઉતારી જગતને મુગ્ધ કીધું; પણ જે કાજ એ બધું કીધું તે નજ થયું. આન્તરભાવ અને મનોવિહાર પલટાવવાના સઘળા પ્રયત્નોમાં હું પાછળ પડયો. મ્હારા મનઃસંયમની હજી એટલી ખામી હશે ? કે આ પ્રયાસજ ખોટા હશે ? હૃદયે સ્વીકારેલી વસ્તુ આ ભવમાં નજ ભુલાતી હશે ?

માનવીઓની પ્રગતિ હજી તસુભારે આગળ નથી વધી. પથ્યાપથ્યના અણુકિલ્યા કોયડાનો એક તાર પણ હજી માનવીઓ નથી છુટો પાડી શકયા. શું સત્ય શું અસત્ય ? શું ધર્મ અને શું અધર્મ ? શું ખરૂં ને શું ખોટું ? એ ગહન પ્રશ્નોના સ્પષ્ટ અર્થ કોઇ પણ નથી કાઢી શકયું. જેણે એ તત્ત્વ ચિન્ત્યું તે તે પોતાની મતિ મુજબ વ્યાખ્યા લખી ગયા. અને આ અજ્ઞાન જગત ત્હેનેજ બ્રહ્મસૂત્ર માનીને કોટે વળગાડી વધુ ને વધુ ભારમાં કચરાતું ચાલ્યા કરે છે.

નહિ તો સંયમની અસીમ તપશ્ચર્યા સાધવા પછી ત્રણ ત્રણ વર્ષના સતત પરિશ્રમેય મ્હારૂં ચિત્ત મુનિવરોના માનેલા એ સત્યમાર્ગમાંથી કેમ આમ ચળી જાય ? શું મુનિવરો હૃદયને પિછાણી શકયા નહિ હોય ? હૃદયહીન માનવીને સંયમ અને ત્યાગની આ કઠોર સપાટી સુલભ હશે. અને તેથી બિચારાં લાગણીથી ભીંજાએલાં જગતને એવા સંયમીઓ અને ત્યાગીઓ મહાપુરુષ લાગતા હશે. જે પોતાને માટે મુશ્કેલ તે ત્હેને માટે મહાન. બાકી અન્તરના ભેદ કોણ ઉકેલી શકયું છે ? હું કન્નુને ઠપકો આપી શકું. મ્હને

કહેવાની કોણ હિમ્મત કરશે? આજે પ્રાર્થનામાં હું કેનુ જેટલો યે એકચિત્ત થઇ શકયો હોઇશ? અને છતાં....પણ ત્યારે મ્હારે કરવું શું? ભવિષ્યની કાર્યરેખા તો નક્કી કરવીજ જોઇએ. (અટકે છે.) પણ મ્હારે આમ હિમ્મત ન હારવી જોઈએ. ઉતાવળથી અભિપ્રાય બાંધી લેવાની જરૂર નથી. ત્યાગના અખતરા સુલભ હોત તો ત્હેની અમોઘતા કોણ કબૂલત?

વિકાસ ટપાલ લઇને આવે છે. દેવને વિચારમગ્ન જોઇ ઘડીક બહાર થોભે છે. થોડીવાર પછી

**વિકાસ:** (માનપૂર્વક પ્રણામ કરી) દેવ! ટપાલ આવી ગઇ તો યે હજી આપ તો અહીંજ બેઠા છો. મ્હને પ્રાર્થના વખતેજ લાગતું હતું કે આપ આજે કાંઇ ગહન વિચારમાં છો.

દેવ ત્હેના તરફ જોતાંજ પોતે શું કહી નાંખ્યું ત્હેનું ભાન વિકાસને થાય છે. તે ગભરાઈ જાય છે. અને ત્હેનું મ્હોં અક્ષમ્ય અપરાધી હોય તેવું ગરીબડું થઇ જાય છે.

**દેવ:** વિકાસ! મુંઝાવા જેવું કશું નથી. ત્હને લાગ્યું તે તેં કહ્યું. એમાં તેં અપરાધ નથી કીધો. ત્હારી ધારણા સત્ય છે. આટલું બારિક અવલોકન કરવાની ત્હારી શક્તિ અને આવડત ખરે પ્રશંસનીય છે. લાવ, ટપાલ લાવ જોઉં.

વિકાસ ટપાલ આપી પ્રણામ કરીને જાય છે. દેવ ટપાલ વાંચે છે. વાંચી રહ્યા બાદ ઉઠતાં

હા, રવિવારે મળવા જવાને શું વાંધો હોય? જેનું હૃદય નિર્મળ છે તે સર્વત્ર નિર્ભય છે. આત્માનો જ્યાં એકજ અવાજ છે ત્યાં અન્ય કુશંકાને સ્થાનજ નથી.

જાય છે

પડદો પડે છે.

## દ્રશ્ય ત્રીજું

નીચેના પાછલા ચોકમાં બેઠી બેઠી અશ્રુ તાજુંજ આવેલું પેપર વાંચી રહી છે.

અશ્રુ: અલિ રસવન્તી ! પાછી કયાં જતી રહી ! જો મ્હને એક વાત યાદ આવી. (બૂમ મારતી હોય તેમ) રસવન્તી ! ઓ રસુ !

રસુ: કેટલી બૂમ મારે છે એટલી વારમાં ? આ કાગળ આવ્યા છે તે લઈને આવું. (કાગળો લેતાં) અલિ જો, આજની ટપાલમાં તો કાંઇક આવ્યું લાગે છે.

અશ્રુ: (જલદી આવતી આવતી) શું છે ? કોનો પત્ર છે ? તેં વાંચ્યો ? લાવ....

એક હૃદયકમ્પ થયો. ને તે એકદમ અચકી ઢીલી પડી ગઈ. રસુનું એના તરફ ધ્યાન નથી.

રસુ: હવે આકળી ના થા. જરા ધીરજ ધર. ટપાલ લઇને ઉભી નથી થઇ ત્યાં વાંચ્યો યે કેવી રીતે ? (કવર બતાવતાં) જો અક્ષર ઓળખેછ.

અક્ષર તરફ જોતી અશ્રુની આંખમાં આંસુ ભરાય છે. રસુ એ જોતી નથી. તે અશ્રુને ખેંચી દોડતે વેગે દાદર ચઢી પોતાના ખન્ડમાં જાય છે. હિંચકે બેસી રસુ બીજો પત્ર વાંચવા માંડે છે. અશ્રુની ધીરજ ખૂટી જાય છે. પણ તે રસુને કહેતાં મુંઝાય છે. એની આંખમાંથી પુનઃ આંસુ નીકળી પડે છે.

રસુ: (અશ્રુને રોતી નિહાળી) અરે ! આ શું ?

અશ્રુને બાઝી પડી પોતાના ખોળામાં ઢાળી દઇ વ્હાલભેર ચુમ્બન દઈ દે છે. પોતાના પાલવ વડે આંસુ લુંછતી

આમ છેક પાંપળી ન બન. પછી જીવન કેમ જશે ? ચાલ જો વાંચું.

અશ્રુને હસાવવા મસ્તીભેર એક લપડાક લગાવે છે. પણ અશ્રુના વદન પર કાંઈ ભાવ નથી બદલાતા. રસુ ગમ્ભીર બને છે. કાગળ વાંચવો શરૂ કરે છે.

અ. સૌ. અશ્રુમતી અને કુમારી રસવન્તી !

રસુ: (પત્ર વાંચતાં અટકી) જો ત્હને પત્ર વાંચવાની ઉતાવળ લાગી છે એ હું જાણું છું. પણ કુલિનભાઇ જેવા પણ આમ સ્ત્રીઓને અન્યાય કરે ત્યારે મ્હારાથી નથી રહેવાતું.

અશ્રુ: વળી ત્હને શો અન્યાય કીધો ?

રસુ: કેમ ? વ્યક્તિ સ્વાતન્ત્ર્યના ચૂસ્ત હિમાયતી બનીને કુલિનભાઇ પણ આમ સ્ત્રીઓને કુમારી અને સૌભાગ્યવન્તી લખે ત્હેમાં ત્હમને પુરુષોનું સત્તાપણું નથી લાગતું ?

અશ્રુ: પણ સ્ત્રીઓ જાતે જ એ લખતી આવી છે અને હજી બધી લખે છે એટલે એમાં એમનો ખાસ વાંક ન કઢાય.

રસુ: પણ જો સમાનતાની ભાવના એમનામાં સ્પષ્ટ હોય તો સ્ત્રીઓને સૌભાગ્યવન્તી કે કુમારી લખતાં પહેલાં પોતે સૌભાગ્યવન્તા કે કુંવારા કેમ નથી લખતા તે કુલિનભાઇએ જોવું જોઇતું હતું ને ? શું પુરુષોથી સ્ત્રી સૌભાગ્યવન્તી છે તો સ્ત્રીથી પુરુષ સૌભાગ્યવન્તા નથી ?

અશ્રુ: હા. એ વાત ત્હારી સત્ય છે. પણ....

રસુ: પણ નહિ. સ્ત્રી કુમારી હોય ત્યારે ય કુમારી લખવાની પ્રથા પડાવીને પુરુષો આડકતરી રીતે સ્ત્રીઓનાં મગજમાં એમજ ઘુસાડવા મથે છે કે તું હજી કુમારી છે એટલે કે ત્હારે પરણવાનું છે. શા માટે સ્ત્રીઓ એકાકી જીવન ન ગાળી શકે ? કુમારીનાં લફરાં અને સૌભાગ્યનાં ચિહ્નો હજી પણ કુલિનભાઇ નભાવ્યે જાય એ એમનો સ્વાતન્ત્ર્યવાદ હજી અધુરો છે એમ સ્પષ્ટ જણાવ્યા વગર હું રહેવાની નથી. અહીં આવવા તો દ્યો એમને.

અશ્રુ : પણ પત્ર તો વાંચ. આવવાના છે કે નહિ તે અત્યારે જાણ્યા વગર શું નકામો લવારો કરે છે.

આગળ પત્ર વાંચવા માંડે છે.

હું આવતા રવિવારે અનિવાર્ય કાર્યભારને લઇ આવી શકીશ નહિ. માટે માફી માગુ છું. (અશ્રુ લેવાય જાય છે.)

હું ઈચ્છું છું આપ દુ:ખી ન થાઓ અને કુદરતની અકલ કલાને આધિન થઈ ધૈર્ય ધરશો. મ્હને ય મળવાની ઇચ્છા તો ઘણી છે. પણ દેશકાર્યના ભોગે મળવામાં આપણી આદર્શતા નથી સચવાતી એમ મ્હને લાગે છે. જીવનભરની વિયોગ શૃંખલામાં જકડાયાં છીએ. ઇશ્વરે એ કરુણદશામાં નાંખ્યાંજ એટલે આપણે એ ન છુટકે પણ સહીએ છીએ. ત્યારે આવી ઠેલાતી સુભગ પળો પણ ધીરજ રાખી સહી લેવીજ યોગ્ય છે.

બ્હેન રસુ તો આ વાતને ડાહી ડાહી ગણી પુરુષ જાતને માથે કઠોરતાનો આરોપ નાંખશે એ હું કલ્પી

શકું છું. (રસુના વદન પર હાસ્ય ફરકે છે) પણ બ્હેન ! આવતા રવિવારે આપને અનુકૂળતા હશે તો તે દિવસે હું આવવા બન્ધાઉં છું.

બીજું તો શું લખું ?

મ્હારી તબીયત અને હું હતાં તેવાંજ છીએ ?

લિ૦ કુલિનનાં સ્નેહવન્દન.

અશ્રુ: ..." અને હું હતાં તેવાંજ છીએ.

કુલિનનું છેલ્લા વાકયનું પુનરૂચ્ચારણ અશ્રુથી થઈ જાય છે. તે આંખે હાથ દઇ રસુના ખોળામાં માથું નાંખી ધૂસકે ધૂસકે રોઇ પડે છે. વાતાવરણની અસહ્યતા રસુની બધી મસ્તી અને અન્ય વિચાર મારી નાંખે છે. એનું હૃદય પણ રડી ઉઠે છે.

રસુ: અશ્રુ ! આમ રડયા કર્યે શું વળશે ? જો શાન્ત થા ને જરા વિચાર કર. કુલિનભાઈ કહે તે સાચુંજ છે. ધીરજ એ દુઃખનું ઔષધ છે.

અશ્રુ: (આંખ લુંછી. બેઠી થઇ) બ્હેન ! હું બધું સ્હમજું છું પણ જીન્દગી એટલી ઝેર જેવી કડવી થઇ ગઇ છે કે જરા આશા ચકદાતાં નથી સહાતું.

કેટલોક વખત બન્ને શાન્ત બેસી રહે છે. ગૂઢ વિચારમાં પડેલી અશ્રુ એક નિઃશ્વાસ મુકે છે.

રસુ ! ખરેખરજ કામ હશે કે બહાનું હશે ?

રસુ: ત્હારી આ શંકાનું કારણ સ્નેહની પરાકાષ્ટા સૂચવે છે. પણ એમ શંકા કરવી ઉચિત નથી. જો બહાનુંજ કાઢતા હોત તો તો આવતા રવિવારે આવવાનું વચન ન આપત. તું મ્હારા ભાઇ સાથે પરણીને અહીં આવી એટલે

ત્હને કુલિનભાઇ વિસરશે, તિરસ્કારશે એવો ત્હને ખોટો વ્હેમ ભરાઈ ગયો છે. ઘરબાર અને માલમિલ્કત ફના કરી જે સ્નેહીએ ત્હારે કાજ ભેખ ધર્યો ત્હેને માટે આવો વ્હેમ લાવવો એમાં હું મહા ગુન્હો સ્હમજું છું.

અશ્રુ: સાચું છે. પણ દિલને બહુએ મનાવવા છતાં શંકા જાગ્યા વગર રહેતીજ નથી.

રસુ: હૃદયલાગણી કરતાં બુધ્ધિબળનું જોર વધી જાય ત્યારે આવું બને છે. પણ તું લાગણી ન ગુમાવે તો સારૂં.

અશ્રુ: હું લાગણીહીન લાગું છું નહિ? પણ બ્હેન, શું કરૂં? અહીં આવી છું. રહું છું. કામ કરૂં છું ને દિવસ ગાળું છું. ત્હમે જોઇ શકયાં હશો: મ્હારા હૃદયમાંથી મ્હારો હૃદયરાજ નથી ખસ્યો. જીવનનો રસ મ્હારા રસરાજ વિના નથી સમ્ભવતો. રાત દિવસના વિચારભ્રમણે હું મનુષ્ય મટતી જાઉં છું. (રડી પડે છે. રોતી રોતી) મેં ત્હને મ્હારી જીવનકથા કહી છે. તું મ્હારી નણન્દ છતાં મ્હારા સુભાગ્યે હૃદયસખી નીવડી છે. ત્હમારા ભાઇ મારફત મ્હને સુખ-સન્તોષ અપાવવા ત્હમે બનતું કર્યું તે પણ મ્હારાથી અણજાણ્યું નથી. પણ બ્હેન....રસુ....(વધુ ન બોલાતાં મ્હોંએ હાથ દઇ માથું પોતાના ખોળામાં ઢાળી દે છે.)

એટલામાં નીચેથી બન્નેને બોલાવવાનો :અવાજ આવે છે.
અશ્રુ ચોંકી સફાળી ઉઠી થઇ જાય છે.

રસુ: થોભો! હું બાને કહું છું. અત્યારે થોડીવાર ત્હમારે ત્યાં જવાની જરૂર નથી. ત્હમારી આંખ જુઓને.

કેવી રાતી દેખાય છે. (મોટેથી બૂમ મારીને) બા ! થોડીવાર પછી આવીએ છીએ.

ઉભેલી અશ્રુથી વધુ ઉભા ન રહેવાતાં પાસેના પલંગ પર તે ઢળી પડે છે. રસુ પરિસ્થિતિ માપી એકદમ ઉઠી અશ્રુને ઝાલે છે તો ત્હેના શરીરમાં તાવ ભરાયો જણાય છે.

રસુ: (અશ્રુને રીતસર સુવાડીને) બ્હેન ! ત્હમને ભારે પરિતાપ થતો જણાય છે. ડૉકટરને બોલાવું.

અશ્રુ: (મ્હોં હસતું રાખી) ના રે ના, ડૉકટરની જરૂર નથી. આ તાવ કાંઇ આજનો....

રસુ: કેમ અટકી ગયાં ? બ્હેન ! અડધું તો ત્હમો આમ મ્હને ન કહેતાં હૃદય બાળી બાળીને દુઃખ વધારો છો. હજી મ્હારાથી ચોરી હોય ?

અશ્રુ: ના બ્હેન, ખોટું લગાડવાની જરૂર નથી. જો તું તો મ્હારી જીવનસખી ને !

રસુને ગળે બાઝી પડે છે.

રસુ: (બાઝેલી રહીનેજ) તો શું કહેતી હતી તે કહે.

અશ્રુ: (ગળગળી થઈ જઇ) બ્હેન ! ખોટું ન લગાડે ?

રસુ: ન લગાડું.

અશ્રુ: (ધીમે અવાજે) મ્હને લગભગ બેએક માસથી તાવ આવ્યાજ કરે છે. એટલે આ તાવ કાંઈ નવાઈનો નથી.

રસુ: (છુટી પડી આશ્ચર્ય) તું શું કહે છે ? બે મહિનાથી તાવ આવે છે છતાં તું ભાઇને કે મ્હને કહેતી નથી. કાંઇ દવા કરતે તો આરામ ન થતે ?

અશ્રુ: અન્તરના દર્દ ડૉક્ટરો ન મટાડી શકે એ હું જાણુતી હતી. ( ગૂઢ વિચારમાં ) બ્હેન ! તે આવશે કે ? આપણે ત્યાં બે દિવસ રહે નહિ ?

રસુ: જરૂર આવશે. તું બ્હેમ ત્યજ. (મનમાં) કુલિનની વાત નીકળે–સુખભર્યું વાતાવરણ રાખી વાત થાય–તો અશ્રુને માટે ઠીક પડશે. (પ્રગટ) બ્હેન !

અશ્રુ : શું કહે ?

રસુ: ત્હમારી પાસે જીવનભર કુલિનભાઇ રહે એવા સંજોગો ઘડાય તો કેવું સારૂં ?

અશ્રુ: (નિઃશ્વાસ નાંખી) કેવી રીતે બને ? આપણા હિન્દુસમાજમાં એવો રિવાજ કયાં છે ?

રસુ: રિવાજ ન હોય તો આપણે પાડીએ.

અશ્રુ: નહિ. એમાં આદર્શ સુધારો હું નથી જોતી. ભલે હું દુઃખી થઇ થઇને, રિબાઇ રિબાઇને મરીશ. પણ તે ત્હમારા ભાઈનાંજ ઘરમાં. ત્હમારા ભાઈનાં પત્નિ તરીકેજ.

રસુ: શું એટલાથી ત્હમે મ્હારા ભાઇની પત્નિ તરીકેની ફરજ પૂરી કરી શકશો એમ માનો છો ?

અશ્રુ: (આંખમાં પાણી આવે છે તે લુંછતાં) ફરજ ? ઓ પ્રભુ ! ફરજ તો હું શું પૂરી કરવાની હતી ! પણ....

રસુ: નહિ બ્હેન. હું સત્ય કહું છું. વિચાર કરજો. આપણા સમાજના કાયદા ઘડનારાઓએ પરણેલી પત્નિની આવી કરુણ સ્થિતિ માટે જરા પણ દૂરઅન્દેશી નથી વાપરી. (અટકે છે. થોડી વાર પછી) પણ હું ભાઇની પાસેજ ત્હમને

આ વ્યવસ્થા કરાવી આપીશ. પછી કાયદો અને સમાજની ત્હમારે શી ફીકર પડી ?

અશ્રુ: (જરા આકર્ષાતાં) શું નલિન હા પાડશે ?

રસુ: એ મ્હારે જોવાનું છે. ત્હમે હા પાડો તો બસ.

અશ્રુ: મ્હને લાગે છે: મ્હારા સુખનો માત્ર એજ ઉપાય છે. પણ ત્હમારા કહેવા જેવું કરવાથી તો આપણી સમાજ રચના ઉપર જબરો ફટકો પડે. લોકો અમ્હારી ઉપર કટાક્ષ નાંખે. ને મ્હારે લીધે સમાજમાં પૂજ્ય એવા કુલિનને પણ નીચું જોવાનું થાય.

રસુ: (વિચાર કરતી) તેં શું કહ્યું ? "સમાજ રચના ઉપર જબરો ફટકો પડે" એમ. (બબડતી હોય તેમ) બહારની દુનિયાની ત્હમને વધુ ખબર નથી જણાતી. (ગમ્ભીરાઈથી) અને ફટકો પડતો હોય ત્હેમાં આપણો શો દોષ ? શા માટે તેઓએ સમ્પૂર્ણ સમાજ રચના ન ઘડી ? અને કુલિનભાઇની પૂજ્યતા જતી રહે ને લોકો નિન્દે એમ આપ જણાવો છો. પણ ત્હમારી એ કીર્તિની મિથ્યા ભૂખ છે. કુલિનભાઈ સમાજનું પૂજ્યપણું સાચવી રાખવા વ્યક્તિત્વ ગુમાવે એવા ગુલામ નથી. ત્હમેજ કહોને સમાજ વધારે કે વ્યક્તિત્વ ?

અશ્રુ: આપણે આ બાબત પર પછી વિચાર કરીશું. હમણા ચાલો જમવા જઇએ. બા કયારનાં બૂમ મારે છે. અને મ્હારા મગજના સ્નાયુઓ પણ થાકી ગયા છે. ચાલો.

ઉઠે છે. જાય છે.

પડદો પડે છે.

## દ્રશ્ય ચોથુ.

નલિનની પહોળી અને મોટી રવેશમાં સ્હામ સ્હામે હિન્ડોળા ઝૂલી રહ્યા છે. એક હિન્ડોળા પર નલિન અને કુલિન છે. બીજા હિન્ડોળા પર રસુ ને અશ્રુ છે. વાતાવરણ નહિ ગમ્ભીર નહિ કલ્લોલતું એવું છે.

અશ્રુ સુતેલી છે. પાસેજ બેઠેલી રસુ હિંચકો હલાવે છે.

રસુ: કુલિનભાઈ! ત્હમે સ્ત્રીજાતનો એક ભયંકર ગુન્હો કર્યો છે

કુલિન: (સચોંક) મ્હેં ? શો ?

રસુ: શું પુરુષથીજ સ્ત્રીઓનું સૌભાગ્ય સચવાય છે. એમ ત્હમે માનો છો ?

કુલિન: ના.

રસુ: ત્યારે તે દિવસના ત્હમારા પત્ર ઉપર અશ્રુબ્હેનને સૌભાગ્યવન્તા લખી સ્ત્રીઓનાં વ્યક્તિત્ત્વનો ભંગ નથી કીધો.

કુલિન: (હસી પડી.) હા. હું મ્હારી ભૂલ કબૂલું છું. મ્હારે ન્હોતું લખવું જોઈતું. પણ સ્ત્રીજાતની વકીલાત કરવા પહેલાં કેટલી સ્ત્રીઓ સૌભાગ્ય ચિહ્ન છોડવા તૈયાર છે અગર ત્હમે એને માટે શું કરી શકશો એ વિચારવાનું છે.

રસુને આવા જવાબની જરૂર ન્હોતી. તે જરા લેવાઈ જાય છે. કાંઈક યાદ આવતાં.

રસુઃ અને ત્હમે નીચે લિ. ફલાણા એમ લખો અને હું 'કુમારી રસવન્તી' એમ શા માટે? હું કુમારી તો ત્હમે કુમારા કેમ નહિ? (બબડતી બબડતી) ત્હમો પુરુષોએ આવી આવી અનેક ઝીણી બાબતોમાં યે સત્તાપણું જમાવી સ્ત્રીઓની ચારે બાજુની ભૂમિકા ગુલામ જેવી બનાવી દીધી છે.

કુલિનઃ અરે પણ ત્હમે તોડવા તૈયાર થાઓ ને! આજના યુવાનો તો એથી ત્હમારા ઉપર વારી જશે. ચાલો હું પણ સાથે રહેવા તૈયાર છું.

રસુઃ એમ?

કુલિનઃ હા. જરૂર.

રસુઃ ફરી ગયા તો?

કુલિનઃ એ તો મ્હારા માટે જેવો ત્હમારો વિશ્વાસ.

રસુઃ પણ ન ફરવાની ખાત્રી આપો છો?

કુલિનઃ હા. શા માટે નહિ?

રસુઃ (જરા ગમ્ભીર બની) ત્યારે ધ્યાન આપો. એક અદ્ભુત કોયડો છે. તે ઉકેલતાં સમાજ રચના પર ફટકો પડે એમ છે. ત્હમે એ બાબતમાં સ્વતન્ત્ર અભિપ્રાય જણાવી શકશો.

"સ–મા–જ–ર–ચ–ના"ના દરેક અક્ષર ઉપરનું વજન જોઈ અમુ ચોંકે છે. ત્હેને આ છોકરી અજબ લાગે છે. વાતમાં આતુરતા ભર્યું ધ્યાન આપે છે.

નલિનઃ શું છે તે ટુંકમાં જણાવી દે ને?

રસુ: ના એમ ઉતાવળ કર્યે પાલવે એમ નથી. (હિંચકો ધીમો પાડી) જુઓ સાંભળો. ત્હમે, નલિનભાઇ ને અશ્રુબ્હેન ત્રણે અહીં હાજર છો. નલિનભાઈ કબૂલ કરશે કે અશ્રુબ્હેનને એઓથી સન્તોષ આપી શકાય એમ નથીજ. અશ્રુબ્હેનનાં લગ્ન એ એના જીવનનો એક અકસ્માત માત્ર છે. લગ્ન પહેલાં વર્ષોથી અશ્રુબ્હેન ત્હમને ચ્હાય છે–ઉત્કૃષ્ટ સ્નેહની ઉંડી લાગણીથી ચ્હાય છે.

કુલિન ચોંકે છે, પોતાની કફની ઉપરની ખાદીની શાલ સમારી સ્વસ્થ થઇ બેસે છે. અશ્રુ વ્યાકુળ થઇ જાય છે.

ચોંકવાની જરૂર નથી. નલિનભાઇ અને સર્વ કોઇને એ વાત અણજાણી નથી. હવે હું એમ પૂછું છું કે વ્યક્તિ સ્વાતન્ત્યને ત્હમો માનતા હો અને રૂઢિના કઠોર કોયડા તોડવા સાથ દેવા તૈયાર હો તો શા માટે નલિનભાઇ અશ્રુબ્હેનને મૂકત ન કરે ? અને શા માટે ત્યાગી કુલિનભાઇએ જેને માટે ભેખ ધર્યો છે અને 'દેવ' બન્યા છે તે અશ્રુને અહીં પોતાનો ભેખ ન ઉતારે ? સાચ્ચા કુલિનભાઈ કેમ ન બને ?

વાતાવરણની ગમ્ભીરતા વધી પડે છે. નલિન કાંઇ કહેવા જાય છે. અશ્રુ ઉઠી જવા કરે છે. રસુ નલિન તરફ હાથ લાંબો કરે છે. બીજા એક હાથે અશ્રુને પકડે છે.

ના. બોલો નલિનભાઇ, ત્હમે હમણા મૌન સેવો. અને અશ્રુબ્હેન ! આમ બાયલાં બન્યે નહિ પાલવે.

કુલીન: (અતિ ગમ્ભીર વદને) કેટલાકોનું અવશ્ય ભર્યું છે.

**રસુ:** સમાજને ફટકા મારવા પડે એ સઘળા પ્રશ્ન ગુંચવણ ભર્યોજ હોય ને? નહિ તો એ પ્રશ્ન આમ આવતેજ શા માટે?

**કુલિન:** હા. પણ હું એમ કહું છું કે વ્યક્તિત્ત્વ સિધ્ધાન્ત પર ઘડાએલું હોય છે. સૌના સિધ્ધાન્ત પ્રમાણે સૌનું વ્યક્તિત્ત્વ.

**રસુ:** અને તે સિધ્ધાન્ત દાવ આવ્યે ઘડાયા કરે!

**કુલિન:** ના, એવા સંજોગો પ્રમાણે સિધ્ધાન્ત ફેરવવામાં સાચ્ચું વ્યકિતત્વ નથીજ. સિધ્ધાન્ત તેજ કે જે છેવટ માટે નક્કી થયું હોય.

**રસુ:** ઠીક ત્યારે ત્હમે આ બાબતમાં શું કહેવા માગો છો?

**કુલિન:** નલિનભાઇ અને અશ્રુમતી શું કહે છે?

**રસુ:** એ ત્હમારે જાણવાની જરૂર નથી. ત્હમે શું માનો છો તે કહોને?

**કુલિન:** (ઝીણી નજરે હિંચકો હલાવતા એક પગના અંગુઠા તરફ જોતાં) જીવનમાં વિશુધ્ધ સ્નેહ આદર્શ રીતે જોડાયો હોય તો પછી પરણવાની જરૂર રહેજ છે એવું કશું નથી.

**રસુ:** કેમ? બે સ્નેહી આત્મા એક બને તો તે એકબીજાને પૂરક ન નીવડે એમ?

**કુલિન:** હા, નીવડેજ. પણ જ્યાં સ્નેહ છે ત્યાં પરણવુંજ જોઇએ એવું કશું નથી. પરણ્યા પછીના સુખી જીવનની સ્મૃતિ આવે વખતે કરુણરૂપ ભોગવે એમાં થોડે ઘણે અંશે પણ મોહનું પ્રાબલ્ય હું તો જોઉં છું. બે હૃદય વિશુદ્ધ સ્નેહે જો એક બીજાને ચાહતાં હોય તો તેઓએ

પછી ગમે તે સ્થિતિમાં પોતાના અમોઘ સ્નેહબળથી સન્તોષજ માનવો જોઈએ.

રમુઃ અને સન્તોષ ન માની શકાય તો ?

કુલિનઃ તો તે સ્નેહમાં સર્વાંગ શુદ્ધતા નથી. પણ કયાંય મોહ, વિલાસ કે સ્વચ્છ સુખનીય છેવટે તૃષા છે.

રમુઃ ત્યારે સ્વચ્છ-પવિત્ર-સુખની તૃષા પણ ત્હમારા આદર્શ પ્રમાણે ન જોઇએ એમજ ને ?

કુલિનઃ ત્હમે આમ મ્હારા કહેવાની ઠેકડી ના કરો, ત્હમે પૂરતું સ્હમજો, પછી બોલો.

નલિનઃ પણ જે ત્હમોએ કહ્યો તેટલો આદર્શ પાળવા અશકય હોય અને સ્નેહીની ઝંખનામાં મૃત્યુને ન્હોતરી રહ્યું હોય તેણે શું કરવું ?

કુલિનઃ અમ્હારા આશ્રમમાં પણ આવા પ્રશ્નો અહિંસાના ઓઠાં નીચે ઘણા પૂછાય છે. એક વિદ્યાર્થીએ મ્હને પૂછેલું "અમો સવારની મીઠી સુરખીમાં મધુર નિદ્રા લેતા હોઇએ તે વખતે પ્રાર્થનાનો ઘન્ટ વગાડી અમ્હારા મહાસુખમાં ભંગાણ પાડો એ નીતિ યોગ્ય છે ?"

સર્વ હસી પડે છે. અશ્રુની આંખ પણ હસ્યા વગર નથી રહેતી.

નલિનઃ પણ એટલી બધી હસવા જેવી આ બાબત નથી. તે તો પેલા વિદ્યાર્થીની સુસ્ત મનોભાવના છે.

કુલિનઃ તેમજ ત્હમે કહ્યું એવા માનવીના અમોઘ સ્નેહમાં ખામી છે એમ હું કહું છું. અને તેજ પ્રમાણે આદર્શ વૈધવ્યધર્મ પૂજ્ય ગણાય છે અને તે શકય છે. ગં. સ્વ. રાનડે કે સરલાદેવી ચોધરાણીના વૈધવ્યધર્મનાં પૂજ્ય

બાપુજીએ પોતે પુનર્લગ્નના કટ્ટર હિમાયતી હોવા છતાં ફૂલ વેરી વેરી વખાણ કર્યો છે.

રસુ: આશ્રમમાં રહી ત્હમને પણ મહાત્મા પદનો મોહ લાગ્યો કે શું?

નલિન: પણ જ્યાં એટલે પહોંચવાની શક્તિ ન હોય ત્યાં?

કુલિન: તેમણે ક્ષણિક મોહ ત્યજી ત્યાં પહોંચવા પ્રયત્ન કરવા જોઇએ.

રસુ: ત્યારે વૈધવ્યધર્મના આપ હિમાયતી છો. કેમ?

કુલિન: ના. બીલકુલ નહિ.

નલિન: કેમ? જે વિધવા ધર્મ પાળી ના શકતી હોય તે પાળવા જેટલી સ્થિતિએ જવા પ્રયત્ન કરે. એમજ ત્હમારા કહેવાનો અર્થ થયો ને?

કુલિન: એ અનર્થ છે. એ નિયમ સ્નેહીને લાગુ પડે. વિધવાને નહિ.

રસુ: કારણ? એકજ નિયમ એકને લાગે એકને નહિ એનું શું કારણ?

કુલિન: વૈધવ્ય એ સ્ત્રીએ જાતે સ્વીકારેલું વ્રત નથી. કમનશીબે ત્હેનો પતિ ગુજરી જાય છે. એટલે એવે વખતે તે વૈધવ્યધર્મ પાળવા અશક્ત હોય તો પુનર્લગ્ન કરવાં બહેતર છે. અને પેલી બાબતમાં તો બે સ્ત્રીપુરૂષ વિચાર અને લાગણીપૂર્વક સ્નેહગાંઠે ગન્ઠાયા હોય છે. સ્નેહ એટલેજ



→ વસન્ત નાયક ←

(આ પુસ્તકના લેખક)

સંયમની પરાકાષ્ટા. જ્યાં સંયમ નથી ત્યાં સ્નેહ નથી એમ તો આપ કબૂલ કરશો ને ?

**રસુ, નલિન:** હા.

**કુલિન:** ત્યારે એવા સ્નેહીએ પરણવુંજ જોઈએ એમ શા માટે હોવું જોઈએ ?

**રસુ:** ત્હમારા આદર્શોની એ કઠોરતા અહિંસાભક્તને ન શોભે એવી છે. સ્નેહીઓએ પરણવુંજ જોઇએ એમ નથી ત્યારે સ્નેહલગ્ન ઉત્તમકોટીનો આદર્શ ગણો છો કે નહિ ?

**કુલિન:** હા. સ્નેહલગ્ન મહાન આદર્શ છે. અને તે જેટલો પ્રચલિત થશે તેટલી દુનિયા સુખી થશે.

**રસુ:** ત્યારે ત્હમારે નિર્બળતાને ખાતરજ આ દલીલ કરવી છે એમજ કહોને ! સ્નેહી આત્મા જોડાય તો તેઓનું જીવન સુખપૂર્ણ જાય એમ કબૂલવા છતાં પોતા પર આવે ત્યારે આદર્શને નામે દૂર ઠેલવાની આ એક બાજી નથી ?

**કુલિન:** (હસીને) કેમ ચીઢાઓ છો ?

**રસુ:** નહિ ચીઢાવાનું કશું નથી. પણ જગતમાં ધર્મને નામે પાખન્ડ અને અનીતિ જમાનાઓ થયાં ચાલ્યા કરે છે તે તો જાણો છો ને ?

**કુલિન:** હા.

**રસુ:** હમણા હમણા આદર્શવાદીઓનો એવો એક સમુહ ઉભો થતો જાય છે. તે આદર્શને નામે–સંયમને નામે જીવનમાં શુષ્કતા અને કરુણતા કેળવવાની કઠોરતા વાપરતાં પેલા ધર્માચાર્યોની પેઠે જરા પણ અચકાતા નથી.

થોડી વાર સર્વ શાન્ત રહે છે. અશ્રુ કયારની હૃદયનાં અકથ્ય મુંઝવણથી બેભાન થઇ ગઇ હતી તે તરફ કોઇનું ધ્યાનજ નથી.

ત્યારે ત્હમારા આ કઠોર આદર્શ કોઇ વખત ફેરવાશે ખરા કે ?

અશ્રુ એક મોટી ચીસ પાડી ખેંચાઈ જાય છે. રસુ ત્હેને પકડી રાખવા પ્રયત્ન કરે છે. એનું હૃદય આ દુઃખ નથી જોઈ શકાતું

ઓ મ્હારી બ્હેન ! પુરુષોના કઠણ હૈયાં આ કોમલતાને નથીજ પિછાણવાનાં.

ક્ષણે ક્ષણે ખેંચાતી અશ્રુને પડતી અટકાવવા મથતી રસુની મદદે નલિન-કુલિન દોડે છે. કુલિનનું હૈયું રડી ઉઠે છે. નીચેથી બા દોડી આવે છે. હિંચકા પાસે પથારી કરી ખેંચાતી અશ્રુને ઉંચકી ત્યાં સુવાડે છે. કુલિનનો હૃદયભાર ત્હેને મુંઝવી નાંખે છે.

કુલિન: (મનમાં) રસુનો અક્ષરે અક્ષર સત્ય છે. મ્હારા તરફથી છેક નિરાશા જાગતાં એ સ્નેહી હૈયું દુઃખ ભારે કચરાઇ ઉઠયું. સમાજના કાયદાનું પાલન તોડવું પડે માટે આદર્શને આગળ...

અશ્રુ અશક્ત જેવી ઢીલી થઈ જઇ પડી રહે છે. સઘળાં બાભરાં બની જોઈ રહે છે.

નલિન ડૉકટરને તેડવા જાય છે. રસુ બા સાથે કાંઈ તાત્કાલિક ઉપાય અજમાવવાની દવા તૈયાર કરવા જાય છે. કુલિન પાસે હિંચકે બેસી ભૂત વિચારપ્રવાહમાં ડૂબતો અશ્રુ તરફ જોઇ રહે છે. અશ્રુ એકદમ ઉઠે છે. કુલિન આવી પકડે તે પહેલાં તો રવેશ નીચે આવી રહેલા કુવામાં અશ્રુ ભૂસકો મારે છે.

કુલિનની આંખે ઘોર અન્ધારા ઘેરાઇ જાય છે.

પડદો પડે છે.

# અન્ધારપટ.

વન્દન. | ચારુ.
હરિવદન. | ચારુની બા.

## દ્રશ્ય પહેલું.

વન્દન પોતાના ઓરડામાં બેસી સીતાર છેડી રહ્યો છે. ચારુ ધીમે પગલે દાદર ચઢી, ઉપર આવી, હાથમાંનાં ફૂલની વન્દનનાં માથાં પર વૃષ્ટિ વરસાવે છે. એકચિત્ત વન્દન ચમકે છે.

**ચારુ:** (મધુર મધુર હસતી) ક્ષમા યાચું. પણ આમ ત્હમે એકલા મૂંગા મૂંગા સીતાર સાથે ધૂણ્યા કરો એ વ્યાજબી ન લાગતાં મેં ત્હમારા નિજાનન્દનો ભંગ કીધો છે.

છેલ્લું ફૂલ ફેંકવાને બહાને વન્દનનાં માથામાં ધોલ મારે છે.

અરે ભૂલ થઇ. માફ કરજો.

**વન્દન:** (સ્હામું હાસ્ય ફેંકતો) આમ જરા જરામાં માફી માગવાની હમણા હમણા એક ફેશન થતી જાય છે.

**ચારુ:** (સ્હામે બેસતી બેસતી) પણ ભાઇ! પેલી તરજ વગાડો ને. પેલો કયો રાગ જો. પેલો ભીમપલાસી ને મળતો! કયો જો!

**વન્દન:** ધનાશ્રી, ધાની....

ચારુ: હા, હા. ધાની રાગની પેલી તરજ વગાડો. મ્હારી સ્હેજ સ્હેજ ભૂલ આવે છે.

વન્દન: મ્હને ધોલ કેમ મારી. વ્યાજ સાથે ડબલ બદલો લેવા દ્યો તો વગાડું. નહિ તો આપણે કાંઈ વગાડવાના નથી. સમજ્યાં ?

ચારુ: ભલે. લ્યો, ડબલ બદલો લ્યો.

જરા નજીક ખસી માથું નમાવે છે. પણ એટલામાં વન્દન ગીત છોડે છે. હસુ હસુ થઈ રહેલી ચારુ સીધી બેસી ગીતમાં લીન થાય છે. સીતારના તારે તારના સૂરમિલનથી નીકળતી ઝણઝણાટી વાતાવરણને સંગીતમય બનાવી દે છે. ગત્ પૂરી થતાં

ચારુ: (શાન્ત અને સ્હેજ ગમ્ભીર બની) વન્દનભાઈ, ત્હમારો સીતાર પરનો કાબુ સરસ છે. ત્હમે શૂન્ય હૃદયમાં યે ચેતના જગાવો છો. સંગીત અને લાગણીને કેટલો ગાઢો સમ્બન્ધ છે! હેં વન્દનભાઈ !

વન્દન: લાગણી વગરનું સંગીત તે સંગીતજ નહિ કહેવાય. (કાંઈક યાદ આવતાં.) અરે પણ બ્હેન ! ત્હમે પછી આખરે "મહિલા મન્ડળ" સ્થાપ્યુંજ કેમ ? ત્હમેજ મન્ત્રી તરીકે ચૂંટાયાં છો એ મેં કાલેજ પેપરમાં વાંચ્યું. મ્હારા ત્હમને અન્તરના ધન્યવાદ. પછી હેતુ અને આદર્શ શું નક્કી કીધાં ?

ચારુ: (ઢીલી પડી જઈ) હા. "મહિલા મન્ડળ" સ્થપાયું ને હું મન્ત્રી તરીકે ચૂંટાઈ. હેતુ અને આદર્શ.......

વન્દન: કેમ બ્હેન ! આમ ઢીલાં થઈ ગયાં એ વાત નીકળતાં ?

ચારુ: ના, ના. એ તો સ્હેજ. (કાંઇ યાદ કરતી હોય તેમ) પણ હું શું કહેતી હતી ?

વન્દન: હેતુ અને આદર્શ ......

ચારુ: (જરા હસવાનો પ્રયત્ન કરી) હા. હેતુ અને આદર્શ ? મ્હારા હેતુ અને આદર્શ તો બહુ ભારે પડયા. મ્હને વાકય તો નથી યાદ. પણ આપણા શહેરમાં જે અન્ય સ્ત્રી મન્ડળો છે તેમ મ્હારા મન્ડળમાં સીવણ, ગુંથણ કે ભરતકામ અથવા બહુ થાય તો સંગીતજ શિખવીને અટકી રહેવાનું ન્હોતું.

વન્દન: ત્યારે ?

ચારુ: જગતની સ્ત્રીઆલમનો અભ્યાસ કરી આ સ્વાતન્ત્ર્ય યુગમાં સ્વતન્ત્રતાનો મન્ત્ર એકે એક સ્ત્રીના બહેરા કર્ણમાં ફૂંકવાનો મુખ્ય આશય હતો. સાથે સાથે દેશ પરદેશની ભાષાઓનો અભ્યાસ કરી ભારત દેશને મૂક્તિ, સંસ્કૃતિ, કલા ને સાહિત્યથી સમૃદ્ધ બનાવવા ગુજરાતને સમર્થ બનાવવું. અને એ રીતે ગુજરાત રાષ્ટ્રકેન્દ્ર બને ત્હેને માટે પૂરતો ફાળો સ્ત્રીઓ કેમ ન આપે એ પ્રશ્ન પણ અગ્રસ્થાને ધર્યો હતો.

વન્દન: પછી ?

ચારુ: આ બધી વાતોમાં કેટલીક સ્ત્રીઓ તો કાંઈ સ્હમજીજ નહિ. અને જેઓ થોડું ઘણું સ્હમજી ત્હેમને મ્હારા આ આદર્શ મિથ્યા લાગ્યા. કેટલીક વ્યવહારૂ સ્ત્રીએ પગથીએ પગથીએ ચઢવાનો સુલભ માર્ગ સૂચવ્યો. ને મ્હારા આદર્શના પેટા ભાગોમાં “બને તો”નાં થીંગડાં દેવાયાં.

**વન્દનઃ** આવાં મન્ડળોમાં મન્ત્રીની જોખમદારી ભારે છે એ જાણો છો ? મન્ત્રી મન્ડળોની જીવતી જાગતી જ્યોત છે. મન્ત્રીના ઉત્સાહ ઉપરજ ઘણે ભાગે મન્ડળોની કાર્યવાહી અવલમ્બેલી હોય છે. હાલ તુરતમાં કંઈ પ્રવૃત્તિ ઉપાડી છે ?

**ચારુઃ** (ગરીબડી થઇ જઇ) ઘર કં...

**વન્દનઃ** ...કંકાસ ? કેમ અટકી ગયાં. ભૂલ થઇ ગઇ?

હૃદય ભરાઈ આવતાં નંખાતો નિઃશ્વાસ અટકાવવા **ચારુ** પ્રયત્ન કરે છે. પણ **વન્દન** પામી જાય છે.

બોલો બોલો. બ્હેન ! કેમ અટકી ગયાં ?

**ચારુઃ** (ધીમે સાદે) અટકવાની કશી જરૂર નથી. (ખૂબ વિચારમાં) એમને....

**વન્દનઃ** 'એમને' શું ? બ્હેન ? ત્હમારી કહેવાની ઇચ્છા નથી ? કોણ જાણે શાથી પણ ત્હમને જરા પણ દુઃખ પડે એ હું નથી સહી શકતો.

ઘડીઆળમાં આઠના ટકોરા થાય છે. **ચારુ** સર્વ દુઃખભારને દૂર ફેંકી ઉભી થઇ જાય છે.

**ચારુઃ** ભાઇ ! દિલગીર છું. આટલી વખત થોભ્યા તો એક રાત વધુ. આઠ વાગી ગયા. હમણા 'એ' આવશે. તે પહેલાં મ્હારે જવુંજ જોઈએ.

**વન્દનઃ** (અનિવાર્યે) એક રાત્રિ વધુ એટલે ?

**ચારુઃ** કાલે હું બાને ત્યાં રહેવાની છું. ત્હમે આવજો. હું જરા પણ થોભી શકું એમ નથી. જાઉં છું હો!

**વન્દન** 'આવજો' કહે તે પહેલાં તો **ચારુ** વિજળી વેગે દાદર સરકી ગએલી જણાય છે.

**વન્દનઃ** (મનમાં ગણગણતો) સ્વાતન્ત્ર્યની હુબહુ મૂર્તિને પણ કેટલી પુરાધિનતા છે ?

ગૂઢ વિચારમાં સીતારને કવર ચઢાવે છે.

**પડદો પડે છે.**

## દ્રશ્ય બીજું.

ચારુ પોતાના પિયરના ઘરના આગલા ખંડમાં બેઠી બેઠી પોતાની "જીવનપોથી"માં કંઇક લખી રહી છે. લખી રહ્યા બાદ તે પાછી વાંચી જુએ છે.

**ચારુ:** (મનમાં વાંચે છે) "માનવ જીવનમાં સ્નેહી હૈયાંની હૂંફ મહા સુખ અને અનેરી શાન્તિ પાથરે છે. જેનાં હૈયાંને હૂંફ નથી મળતી ત્હેનું જીવન કરુણ કાવ્યનાં કરુણ રૂદન જેવું છે. સ્હામા હૈયાંનાં હૂંફબળથી જે પ્રેરણા જાગે છે, જે મહા બળ મળે છે, જે ઉત્સાહ અને અભિલાષ પોષાય છે તે ખરેખર અનન્યજ હોય છે. પ્રત્યેક માનવહૃદય આ વસ્તુ સ્હમજતું હોત તો જગતની પ્રગતિ આજે અનેરી હોત! જ્યાં સ્રીપુરુષ એકબીજાને પ્રેરક અને પૂરક હોય છે ત્યાં પ્રગતિદેવી પ્રસન્ન ચિત્તે વાસો વસે છે.

જ્યારે જગત અજબ વેગે પ્રગતિ કરી રહ્યું છે ત્યારે હિન્દુસ્થાનનું સ્થાન ક્યાં છે ? અને હિન્દુસમાજ ?...."

એટલામાં બારણું ઉઘડે છે. ચમ્પલનું ઘર્ષણ ચારુ પારખે છે. તે "જીવન પોથી" ટેબલમાં મુકી દઇ ઉતાવળે એક ગમે તે પડેલી ચોપડી લઇ પાનાં ઉથલાવવા માંડે છે. વન્દન ઉપર આવેલો જણાતાં

**ચારુઃ** આવો. હું ત્હમારીજ રાહ જોતી હતી.

**વન્દનઃ** (ખુરસી પર બેસતો બેસતો) શું વાંચો છો?

**ચારુઃ** કાંઇ નહિ આતો અમસ્તાં પાનાં ઉથલાવતી હતી.

**વન્દનઃ** (ગજવામાંથી પેપર કાઢતો) આ ગઇ કાલના પેપરમાં ત્હમને સમ્બોધીને એક ચર્ચાપત્ર આવ્યું છે. વાંચ્યું ? ત્હમારાં જેવાં ઉદાત્ત વિચારનાં, પ્રખર સાહિત્યાભ્યાસી અને આદર્શ જીવન જીવતાં બ્હેન પાસે ચર્ચાપત્રી ખૂબ ખૂબ આશા રાખે છે.

**ચારુઃ** (લેવાઇ જવા જેવી થઇને) હા. વાંચ્યું.

**વન્દનઃ** માનો ન માનો પણ ચારુબ્હેન ! ત્હમે હમણાં હમણાં અકથ્ય મુંઝવણમાં મુંઝાયા કરો છો. દેશ અને જગત આગળ ગુજરાતને રાષ્ટ્રકેન્દ્ર બનાવવાના અભિલાષ જે વખતે પોષાતા હોય તે વખતે આ સ્થિતિ ન સ્હમજાય એવી છે.

ચારુ અનુત્તર રહે છે. ખુરસી નીચે લટકતા પગનો અંગુઠો જમીનમાં ઘસ્યા કરે છે.

મ્હને ત્હમારા જીવન માટે કેટલાય વખતથી વ્હેમ છે. યાદ હોય તો મેં એક વખત ત્હમને કહેલું ચે ખરૂં કે ત્હમને સાસરામાં સુખ નથી. જગતની આંખે સુખી ને શાન્ત દેખાતાં ત્હમારાં જીવનમાં કંઇક ઉત્કટ લ્હાય સળગી રહી છે એ મેં પારખ્યું હતું. હું ત્હમને પૂછીને જાણવા ઇચ્છું તો ન કરૂં. પણ જો હું જાણું તો મ્હારાથી બનતું કરી શકું એવી ઈચ્છા તો મ્હારી છેજ. એ મ્હારી ઉત્સુકતાભરી ઇચ્છા હવે હું નથી છુપાવી શકતો.

થોડી વારની શાન્તિ. ચારુની નજર અંગુઠા ઉપરથી કયાંય ખસતી નથી. એક હળવો નિસાસો ત્હેનાથી નંખાઇ જાય છે. કેટલીક વાર પછી

**ચારુ:** (રૂંધાતા કન્ઠને ખોંખારીને) 'એમને' આ બધી ધાંધલ લાગે છે.

ઉતાવળથી આટલું બોલી નાંખી અટકે છે.

**વન્દન:** મ્હારૂં ધારવું સત્યજ છે ત્યારે.

**ચારુ:** (મહામહેનતે) હા. આ બધી વ્યર્થ ધાંધલ કરતાં ઘરમાં બેસી ભગવત્‌કિર્તન કરવાથી કે સતીઓનાં અને ધર્મશાસ્ત્રનાં પુસ્તકો વાંચવાથી આ દેહનું કલ્યાણ થાય એમ એ સૂચવે છે.

**વન્દન:** પછી ત્હમે શો જવાબ વાળ્યો ?

ચારુ નીચુંજ જોઈ રહે છે.

કહેવું હતું ને કે મ્હને દેહના કલ્યાણની પડી નથી. દેહ તો આખરે ફૂંકાઈ જવાનો છે. અમર તો આત્મા છે. અને ત્હેને ખીલવી મ્હારે આ જીવન સફળ કરવું છે.

ચારુ કશો જવાબ નથી આપતી. થોડીવારની શાન્તિ પછી

તે બ્હેન ! આમ કયાં સુધી ત્હમે ખેંચ્યા કરશો ? ત્હમારી જીવનકથા...

**ચારુ:** અટકી કેમ જાઓ છો ? મ્હારી જીવનકથા ત્હમારે જાણવી છે. ખરૂં ને ? હું કહીશ. પણ મ્હને ભય છે કે તે પછી આપણે આમ બે પળ પણ જે આનન્દ ભોગવતાં હતાં તે પણ નષ્ટ થશે. મ્હારી કથા કરુણ છે. અને જે જાણશે તે અશાન્ત બનવાનું. અન્યને શા કાજ

દુ:ખી કરવાં એ વિચારે મેં કોઇનેય મ્હારી કરુણ કથા કહી નથી.

વન્દન: આને પણ નહિ ?

ચારુ માથું હલાવી ના પાડે છે. વન્દનની આંખમાં ઝળઝળીઆં ભરાઇ આવે છે.

શું કહો છો ? અહા ! કેટલી ધીરજ ! બ્હેન ! સાચેજ ત્હમે મહાદેવી છો. ત્હમેજ આ સહી શકો. ને સહેવા છતાં એક ઉહ્‌ની વરાળ સુધ્ધાં નીકળવા નથી દેતાં....પછી ?

ચારુ: (અંગુઠામાં ઉંડી ઉંડી નજર નાંખતી) મ્હારૂં નામ કાલે પેપરમાં વાંચ્યું ને એ સળગી ઉઠયા. દુકાનેથી રાત્રે ઘેર આવ્યા. મોટું મોઢું લઇને. પણ મ્હને એવી સ્થિતિની નવાઇ ન્હોતી. આજ કેટલાંય વર્ષથી અમે સાથે રહીએ છીએ છતાં મ્હને એવી ધન્ય પળની એકે સ્મૃતિ નથી થતી કે જ્યારે અમોએ બે સ્નેહભરી વાતો કરી હોય. ઘરની ગુલામડીને સ્હોંપે તેમ દુકાને જતાં એ મ્હને બેચાર કાર્યો હોય તો તે સ્હોંપે. એજ અમ્હારાં હરરોજનાં સ્નેહગોષ્ટિ અને આદર્શમિલન !

શ્વાસ લેવા થોભે છે. વન્દન ધીમો નિસાસો નાંખે છે. ચારુ આગળ ચલાવે છે.

હું પહેલાં મ્હારા ઉલ્લાસમાં સુન્દર સુન્દર વાળ હોળતી, આકર્ષક અમ્બોડો લેતી, કળાયલ વેણી ગુંથતી ને મોહક ગજરો બનાવી પહેરતી. ઘણી સ્ત્રીઓ આમ પોતાની સુન્દરતાને સુઘડ બનાવવા પ્રયત્ન કરે છે. શા માટે ?

પોતાના પતિદેવનાં આંખ અને હૈયું ઠારી જીવનમાં કાંઇક સુખ છે ત્હેની ઝાંખી કરાવવા. અને એ રીતે એકબીજાનાં જીવનને ઉલ્લાસવન્તુ અને સુખમય બનાવવા. પણ મ્હારી એ સઘળી મહેનત વૃથા જતી. મ્હારા સર્વ કોડ આમ છૂંદાતા જોઇ મ્હને નહિ લાગતું એમ નહિ. પણ એને તો મ્હારી સ્હામેય જોવાની પડી ન્હોતી. એ અને એનો વ્યાપાર સિવાય એના જીવનમાં કશું છેજ નહિ. હા, આંધળી બુદ્ધિનું ઇશ્વર ઓળખવાના માર્ગ જાણવાનું ખોટું ડહાપણ અને સ્ત્રીને પુરુષવશ રહેવાના સિધ્ધાન્તનું સમ્પૂર્ણ ભાન છે ખરૂં! જીવનમાં ન મળે એને મિત્ર કે ન મળે સાહિત્ય શોખ. એના જીવનમાં રસ જેવુંજ કંઇ નથી. હવે શું કરૂં? મ્હારો નીતિધર્મેય હું તો એના આગળ હારી છું. નીતિધર્મની વ્યાખ્યામાં આવા પતિદેવ સાથે કેમ વર્તવું તે મ્હને નથી જડતું. હું શું કરૂં?

એની આંખમાંથી અશ્રુ સરી પડે છે. વન્દન અવાક મૂઢ જેવો જોઇ રહે છે.

એમને નથી આ ગુલામ દેશની પડી કે નથી આ અધમ સમાજની પડી. પોતે કંઇ કરવું નહિ ને બીજા કરે તો મ્હોં ચઢાવવું! અને છતાંય મ્હને પ્રભુએ બળ દીધું છે. આ બધું ન ગણકારતાં એકલે હાથે હું મ્હારૂં જીવનન્હાવ હંકારી જાઉં. પણ ત્યાં તો પતિદેવ (!) નો હક્ક અજમાવવા એ આવે છે. મ્હને કંઈ નવલ સાહિત્ય વાંચતાં જુએ તો તે એને ન રૂચે. ના કહેતાં એને જરા

આચકોય ન આવે. સ્ત્રીઓથી સતીઓનાં જીવનચરિત્ર અને ધર્મપુસ્તક સિવાય બીજું વંચાયજ કેમ? આ એમની દૃઢ માન્યતા છે.

વન્દનથી એક નિસાસો જોરથી નંખાઈ જાય છે.

અરે! એથી કરુણ–અતિ કરુણ–દુઃખ તો મ્હને બીજુંજ છે. મ્હને કદી ન કદી કોઇ યુવક સાથે વાત કરતી એણે જોઇ, અથવા કોઇએ એને એ બીના કહી તો તો ભોગજ લાગ્યા. પતિદેવ સિવાય અન્ય પુરુષોનો પડછાયો યે પતિવ્રતા સ્ત્રીઓને ત્યાજ્ય હોવો જોઇએ. આવે વખતે મ્હારા સતત બળતાં દિલમાં જે ભડકાં બળે છે તે મ્હારા જીવનને અકારૂં કરી દે છે. ભાઇ! શું મ્હારે આમજ જન્મારો કાઢવાનો સરજાયો હશે?

એની આંખમાંથી ચોધાર અશ્રુપ્રવાહ વહવા લાગે છે. વન્દન પણ સ્વસ્થતા ગુમાવે છે. ધીરજ આપવાનો એકે ઉપાય ન જડતાં.

વન્દન: પણ ત્હમે બાને આ બધું કેમ નથી કહેતાં?

ચારુ: જુઓ ભાઇ! સાંભળો. બાને શું કહું? મ્હારી બાને હું એકની એક પુત્રી. સ્વાભાવિક રીતેજ એ મ્હને સુખી જોવા તલસે. મ્હારા પિતા પરદેશ જતાં સ્ટીમર ડૂબતાં સ્વર્ગસ્થ થયા. અને ત્યારથી મ્હારી સ્નેહાળ માતાના જીવનમાં દુઃખ અને દર્દે ઘર ઘાલ્યું છે. એનું દુઃખ તો એનાથી ઝીલાતું નથી. ત્યાં હું મ્હારી કરુણ કથા કહી નવી લ્હાય કયાં ઉમેરૂં? અને એથી વળે યે શું? મ્હારી બા કાંઇ એના જીવનમાં પલટો થોડો કરાવી શકવાની હતી?

: એની આંખમાંનાં આંસુ અટકાવ્યાં અટકતાં નથી. કેટલોક વખત કોઇ કાંઇ બોલતું નથી.

**વન્દનઃ** (આંખ લુંછી) ત્યારે પતિદેવને રાજી રાખવા માટેજ તે દિવસે તેં મ્હને કહેલું કે હમણા મ્હારે સાસરે ન આવતા. કેમ ?

**ચારુઃ** હા. એને કોઇ મ્હારા હિતૈશ્રીએ કહ્યું હતું કે કોઈ ચશ્માવાળો ત્હમારે ત્યાં આવે છે. પતિદેવને રાજી રાખવા તો શું ?–રાજી તો થવાનાજ નથી. પણ નકામો વધતો કંકાશ અટકાવાજ.

**વન્દનઃ** (નિસાસો નાંખી) ઓ ભગવાન !

**ચારુઃ** હવે મ્હારાં સાસુજી ઘરમાં હોય અને ત્હમે મ્હને મળવા આવો એમાંય એમનું શું ગયું ?

**વન્દનઃ** ત્હમો આ બધો અન્યાય કેમ સહી લ્યો છો ?

**ચારુઃ** અમ્હારી ન્યાતમાં અમ્હારો સંસારકલહ ન જણાય, અને ખાસ તો ભલાં બિચારાં સાસુજી દુઃખી થાય, મ્હારાં બા પાસે વાત જાય અને ત્હેનાં બળતાંમાં ઘી હોમાય માટેજ. બાકી મ્હને એના જવાબ વાળતાં કે દલીલપૂર્વક સ્હામે પડતાં નથી આવડતું શું જે ? એના કરતાં તો મ્હારી બુધ્ધિ હજાર ઘણી વધારે સતેજ છે. પણ એથી એમની અપકીર્તિ વધી જાય.

**વન્દનઃ** (બબડતો હોય તેમ ગુસ્સે થઈ મુઠીઓ તાકી) અહહહ ! ઓ નિષ્ઠુર પુરુષો ! ત્હમે આ મહાદેવીઓની લાગણી અને ભાવનાને પિછાણતાં કયે દિવસે શિખ-

વાના ! ત્હમે લાગણી વગરનાં પુતળાં મટી સાચ્ચા પુરુષ ક્યારે બનવાના !?!

ધૂંધવાયલો વન્દન દિવાલ તરફ તિક્ષ્ણ નજર નાંખી રહે છે. જરા વારે સ્હામે લટકેલા ગાંધીજીના ફોટા તરફ એની દ્રષ્ટિ જાય છે. તે તરફ એક ઝીણી નજર નાંખી

અરે ! આ મહાત્માજી ! હજી સ્રીઓનાં દુઃખમાં ઉણપ રહી ગઇ હોય, જાણે સંસારકબરમાં દટાવાનું હજી બાકી રહી ગયું હોય તેમ એમણે પણ હમણા જુવાનોને શિખામણ દીધી છેઃ "પરણેલાંઓએ પણ પોતાની સ્રીની એકાન્ત તજવી જોઇએ." અને એથી યે આગળ વધીને "વિચાર કરતાં દરેક જણ જોશે કે સ્રીની સાથે વિષય ભોગવવા સિવાય એકાન્તની જરૂર હોય નહિ." આ સિદ્ધાન્ત બહાર પાડતાં અચકાયા નથી. આ આપણા નવજુવાનોના આદર્શ પુરુષ ! આ આપણા મહાત્માજી !

ગાંધીજી તરફ તિક્ષ્ણ મીટ માંડી રહે છે.

ચારુઃ અરે ! (હોઠ કરડે છે) શું બાપુ આમ કહે છે ?

વન્દનઃ અરે હા. એ આપણા પૂજ્ય બાપુ આમ કહે છે.

ચારુઃ શું ? (યાદ કરતી હોય તેમ) સ્રીઓને વિષય ભોગવવા સિવાય પુરુષ સાથે એકાન્તની જરૂરજ ન હોય ? અમને બીજા કાંઇ આદર્શજ નહિ હશે ?

વન્દનઃ હા. (હૃદયભારથી અકળાતો હોય તેમ) આજના આપણા પૂજવા લાયક એકના એક આદર્શ પુરુષનાં એ 'અમૃત વચન' છે. 'દેવવાણી' છે.

ચારુઃ પણ ત્હમે આમ આટલો બધો કટાક્ષ કેમ કરો છો ? એમના પ્રતિનો પૂજ્યભાવ ગુમાવ્યો કે શું ? જો જો, ઉતાવળા બનતા.

વન્દનઃ ના રે. હું એમને પૂજ્યજ માનું છું હજી. અને ન માનું તો ક્યાં જાઉં ! બીજો પુરુષ કોણ છે આપણે ત્યાં ? પણ....(વિચારમાં ડૂબતો) મ્હને એ વાક્ય વાંચતાં યે કમકમાં આવ્યાં હતાં. ને જ્યારે જ્યારે એમની યાદ આવે છે ત્યારે ત્યારે આ વાક્યનો ઘોર પડઘો મ્હારા હૃદયમાં ભયંકર ક્ષુબ્ધ જગવે છે. આજના એ એકનાએક મહાત્માજીને, સ્વાતન્ત્ર્યના ચૂસ્ત પૂજારીને સ્ત્રીપુરુષમાં આટલો ભેદ દેખાય છે ત્યારે ત્હમારા પતિદેવ જેવા પામર પ્રાણીની આ મનોદશા વધારે તિરસ્કારને પાત્ર તો નજ ગણાય.

ચારુઃ ત્યારે તો ઉલ્લાસ કે આનન્દ જેવું તો સ્ત્રી-પુરુષને જોવાનુંજ નહિ એમજને ! બાપુના કહેવા પ્રમાણે તો અમ્હારૂં કરુણ જીવન આદર્શરૂપ છે નહિ ?

કાંઈક ફીક્કું હસે છે. વન્દનનું એમાં ધ્યાન નથી.

વન્દનઃ અને એ અહિંસાના ચૂસ્તમાં ચૂસ્ત હિમાયતીના મુખમાંથી નરી સરળતાથી સ્હેજે ઉચ્ચારાયલાં વચનામૃત છે. સ્વાતન્ત્ર્યના અખન્ડ પૂજારીનાં આ મહાવચન છે.

ચારુઃ પણ એમાં અહિંસા અને સ્વાતન્ત્ર્યને શું કામ ખરડો છો ?

**વન્દનઃ કેમ નહિ ? જગતમાંથી એક અનેરાં સુખને** દફનાવી દેવું એ નીતિ ક્રૂર નથી ? અને નવયુગલ–બિચારાં-ઓએ કાંઇ કાંઈ આશઅભિલાષના કિલ્લાઓ રચ્યા હોય તે–એકાન્ત સિવાય જીવનનો અનુપમ વિશુધ્ધ રસભર્યો ઉલ્લાસ કયાં ભોગવે ? પતિ તરફનું જેને કરુણ દુઃખ છે એવી સ્ત્રીઓ અગર અન્ય દુઃખી માનવી પોતાનાં સતત ઝૂર્યા કરતાં હૈયાંની ઉષ્ની વરાળ કયાં કાઢે ? આમ સંજોગ મળતાં એકાન્તમાં એ વરાળ બહાર કાઢી કાંઈક શાન્તિ મેળવવાનો માર્ગ બન્ધ કરી કેવળ જીવનને છૂંદી નાંખવાની નીતિવ્યવસ્થા દુઃખદ નથી ?

જરા અટકી શ્વાસ લઈ યાદ કરતો હોય તેમ

અને........અને સ્વાતન્ત્ય ? સ્ત્રીપુરુષમાં આવા સામાન્ય મનુષ્યને પણ ન શોભે એવા ભેદ રખાશે તો હિન્દમાં સ્વરાજનાં સ્વર્ગ કદી નથી ઉતરવાનાં. સ્ત્રીપુરુષ પોતાનું વ્યક્તિત્વ વિસરી જઈ, ક્ષુલ્લક ભેદ ભૂલી જઇ એકબળ બની મહાશક્તિ ન જગાવે ત્યાં સુધી સ્વરાજની આશા આકાશકુસુમવત્ રહેશે એ નક્કીજ છે. આવા ભેદ વ્યક્તિ-ગત સ્વાતન્ત્યને નથી કચરતા ? બે પુરુષ જેમ સરળ ભાવે, સ્વતન્ત્ર મનોદશાએ એકાન્તમાં મળે છે તેમ સ્ત્રીપુરુષ કેમ ન મળી શકે ? સ્ત્રીપુરુષમાં ભેદ જોવાની નીતિજ અવળી છે–વિકાસરોધક છે.

કેટલોક વખત સુધી ઉભય મૂંગા બેસી રહે છે. થોડી પળે વન્દનનો ઉકળાટ જરા સમતાં તે નીચું જોઈ રહેલી ચારુ



'પ્રતાપ'ના સૌજન્યથી.



શ્રી દયાળજી નાનાભાઈ —'અનાવિલ સેવક'ના તંત્રીઓ — શ્રી. ડૉ. કુંવરજી નાયક.

સ્હામે જોઈ કરુણ જીવનમાં યે સ્નિગ્ધતા અને તેજ સાચવી રહેલું ત્હેનું મુખસૌન્દર્ય નિહાળે છે. ચારુની નમણી આંખમાં નરમાશ ને કુમાશ સાથનું જાજવલ્યભર્યું ઉંડું ઉંડું નયનતેજ અને સ્પષ્ટ તરવરતી વિશુદ્ધતા નિહાળી હૃદય ઢાળે છે.

વન્દનઃ નહિ પણ ચારુબ્હેન! ત્હમારે ત્હમારૂં ભવિષ્ય સાચવવું જોઇએ. આમને આમ બળી બળીને કેટલાં વર્ષ કાઢશો? યાદ રાખજો આખરે ધીરજનો અન્ત આવવાનો છે. અને તે પછી શું કરશો? પ્રત્યેક માણસે વર્તમાન સ્થિતિ તપાસી ભવિષ્યના પડદા ઉકેલવા જોઈએ.

ચારુઃ પડશે તેવા દેવાશે વળી બીજું શું? ભવિષ્ય માટે હું શું કરી શકું?

વન્દનઃ બીજું શું વળી. ત્હમારી ભાવના પોષાય એવી સ્થિતિ ઘડવી જોઇએ. ઘણી વખત માણસોજ સંજોગો ઘડે છે અને ભવિષ્ય સરજાવે છે. હા, એમાં કુદરતની અકલ કલાનો હાથ હશે પણ તો યે શું? મનુષ્ય પ્રયત્નજ સૌથી શ્રેષ્ઠ વસ્તુ છે.

ચારુઃ સંસારમાં કલહ જગાવું? સમાજને નિન્દાનું પ્રકરણ ઉઘાડી આપું? શું કરૂં?

વન્દનઃ આમ બાયલાં બનશો તો કાંઇ ન થશે. ત્હમારા સંસારમાં સુખે કયાં છે? કલહ જગાવાનો બાકી યે શું છે? અને સમાજ? સત્ય વાતમાં સમાજની પરવા કરવી એ મનુષ્યજાતની એક નિર્બળતા છે.

પોતાનો આન્તરધ્વનિજ ગાજતો હોય, અન્તરમાં ઉંડે ઉંડે કોતરાઇ રહેલું પ્રગટ થતું હોય એમ ચારુને લાગે છે.

જીવન ઉદ્દેશ.

જ્યાં સત્ય આદર્શની દિવ્ય જ્યોત જલતી હોય ત્યાં લૌકિક મર્યાદા, લજ્જા કે કીર્તિ વગેરેની વ્યાવહારિકતા દાખલ પડી તો તે જ્યોત વધુ પ્રકાશવાને બદલે આખરે બૂઝાઈજ જવાની. બહારના ખોટા ડોળ અને દમ્ભની અન્તરના અવાજ આગળ કશી ,જરૂર નથી. જો આદર્શ પન્થે વાધવુંજ હોય તો એ સર્વ વ્યવહારપટુતા અને કીર્તિની જુઠ્ઠી મોહજાળ હૃદયમાંથી કાઢીજ નાંખજો.

જાણે કોઇ અદ્રશ્ય આદેશ દેતું હોય તેમ એકચિત્તે ચારુ સાંભળ્યા કરે છે. જાણે એના આત્મામાં કોઇ અદ્ભૂત પ્રકાશ પ્રવેશતો હોય તેમ એને લાગે છે

ચારુ: મ્હને એવા વિચાર ઘણી વખત આવે છે. ઘણી વખત હું ઉકળી ઉઠું છું ને કાંઇ ને કાંઇ નવું કરી નાંખવાનું મ્હને મન થઇ જાય છે. આ કરુણ સ્થિતિનો અન્ત લાવવો જોઇએ એમ મ્હને ઘણી વાર લાગે છે પણ મ્હારાં સાસુજી અને ખાસ કરીને પૂજ્ય બાના વિચારે હું નિર્બળ બની જાઉં છું. (ઉઠતાં ઉઠતાં) પણ પુનઃ આ બાબત પર વિચાર કરીશ.

વન્દન પણ જવા ઉભો થાય છે.

ચારુ: ત્હમને બહુ ખોટી કીધા નહિ ? પણ જો જો, મ્હારી આ વાત....

વન્દન એક ઝીણી છતાં કરડી નજર ચારુ પર નાંખે છે.

ના, ના. માફ કરજો. મ્હને ત્હમારા માટે વિશ્વાસ નથી એમ લાગ્યું ?

ચારુ જરાક હસે છે. પ્રસન્નતાનો જવાબ સ્હામું થોડુંક હાસ્ય ફેંકી વન્દન વાળે છે. છુટાં પડે છે.

પડદો પડે છે.

## દ્રશ્ય ત્રીજું.

ચારુ ૧૦૫ ડીગ્રીના ભયંકર તાવમાં બેશુદ્ધ જેવી પડી છે. ખાટલા પર પાસે એનાં બા બેઠાં બેઠાં બરફથી કપાળ પર ઠન્ડક કરે છે. ચારુ તાવના ઘેનમાં બીડાઈ રહેલી આંખ સ્હેજ ખોલે છે.

બા: દીકરા ! કેમ છે ? માથું હજી ફાટે છે ?

ચારુ અનુત્તરેજ આંખ બન્ધ કરે છે. થોડી વાર પછી હાથ વડે બરફ લઈ લેવા સૂચવે છે. પછી કાની પડીને સૂઈ જાય છે. એટલામાં દવા અને મેવા લઈ વન્દન આવે છે. વન્દનને લઈ બા અન્દર જાય છે.

વન્દન: કેમ છે બા હવે ? માથું હજી તેટલુંજ ફાટે છે કે ? અને પેટનો દુઃખાવો નરમ પડયો કે નહિ?

જવાબ ન આપતાં બાથી નિઃશ્વાસ નંખાય જાય છે.

બા ! આવાં ધીરજવાળાં થઇને અધીર કેમ બનો છો ? એ તો કાલે સારૂં થઇ જશે. કાંઇ ખાધું નથી કેમ ? લો, હું હમણા મોસમ્બીનો રસ કાઢીને આપું.

બા: (ખરતાં આંસુએ) બેટા ! સાચ્ચું કહે. ડૉકટર શું કહે છે ? મ્હારૂં ફૂલ સારૂં થશે કે નહિ ?

બહુ કરવા છતાં એની આંસુધાર અટકી રહી નહિ.

**વન્દન:** અરે હા રે હા ! સાચ્ચુંજ કહું છું બા. ત્હમને મ્હારામાં વિશ્વાસ નથી ? ડૉકટર તો કહે છે કે કેસ તદન સાધારણ છે. ગભરાવા જેવું કશુંજ નથી.

**બા:** (રડતા–તુટતા અવાજે) કપાળ કહ્યું ડૉકટરે. મ્હારી ચારુ ગમે તેવી બિમાર હોય પણ ઘડી ઘડીએ તે બા, બા તો કરતીજ હોય. આ તો કાલ કાલની મ્હારી સ્હામે સુદ્ધાં નથી જોતી. હું બોલાવું ત્હેનો જવાબે નથી આપતી. અરે! એની આંખમાંનું નૂરજ ઉડી ગયું છે ને ! ઓ વન્દન ! તું સાચ્ચું કહેને ? મ્હારી ચારુ જીવશે કે નહિ ?

**ચારુ:** બા ! ઓ બા !

બાને નીચે રસોડામાં જવાનું સૂચવી વન્દન **ચારુ** પાસે દોડી આવે છે. માથા પર હાથ મુકી પાસે બેસે છે.

**ચારુ:** (જરા જોરથી પણ બેભાનમાં બબડતી હોય તેમ વન્દન સ્હામે અમીહીન આંખ મેળવીને) શું બધ્ધી સ્ત્રીઓનાં નશીબમાં મ્હારી પેઠે આમ ઝરાયા કરવાનુંજ લખેલું હશે કે ? પુરુષોને ઈશ્વરે સત્તા આપી, બળ આપ્યું, પણ લાગણી ને ભાવનાની ઝીણવટ કેમ ન આપી હશે ? બધાજ પુરુષો આવા હશે કે ?

**વન્દન:** ચારુ ! ચારુબ્હેન !

**ચારુ** તરફથી કશો જવાબ નથી મળતો.

**ચારુ:** (થોડીવાર પછી. તેવીજ લુખ્ખી નજરે) વન્દનભાઇ !

**વન્દન**ને કાંઇક શાન્તિ વળે છે. આતુરતાથી

વન્દનઃ (કપાળેથી પસીનો લુંછતાં) શું બ્હેન ! તું....

ચારુ બેભાનમાં આગળ બોલવા માંડે છે. દાદર પર કોઈના ચઢવાનો અવાજ થતાં વન્દન તે તરફ જુએ છે. પગલાં અટકે છે.

ચારુઃ વન્દનભાઈ ! કાંઇક સ્પષ્ટતા કરી નાંખવા આપે મ્હને ઘણું કહ્યું હતું પણ મેં મુર્ખીએ ધ્યાન ન આપ્યું. પણ ભાઇ ! તે વખતે આ અસંખ્ય દુઃખોમાં મ્હને એક સુખ હતુંઃ મ્હારા ચારિત્ર્યમાં ત્હેમને શંકા ન્હોતી એમ હું અત્યાર લગી માનતી હતી. પણ એ મૃગજળ મેં કાલે અનુભવ્યું. એમના દિલમાં હું આટલી બધી અધમ હોઇશ એ મ્હને કલ્પનામાં પણ ન્હોતું.

થોડી વારની સ્મશાનવત્ શાન્તિ પછી

કયાંથી હોય ? ખરેખર ! સ્ત્રીઓ સદા ભોળી અને ભલીજ રહેવાની હું તો ધારતી હતી કે એને કોઇ મિત્રજ નથી

હોઠ કરડતી હોય તેમ દેખાતાં વન્દન વધુ ગભરાઇ જાય છે. પણ વાત જાણવાની આતુરતા થોડી હિમ્મત આણે છે.

હં. સ્હમજાય છે. અકૃત્ય કરનારને એના જેવા મળી આવતાં વાર નથી લાગતી. અને એથીજ જગતમાં સત્-કૃત્ય કરતાં દુષ્કૃત્ય કરનારા ઘણા જોવામાં આવે છે. ઓ ભગવાન ! વન્દનભાઇ ! ભાઇ ! કેમ બોલતા નથી ? ભાઇ મ્હારા ! ઓ.......

એક ચીસ નાંખી પેટ પર હાથ ડાબી તે પથારીમાં ઉથલો મારે છે. એક કરુણ નિઃશ્વાસ નાંખી તે આંખ બન્ધ કરી દે છે.

વન્દનઃ બ્હેન ! ચારુબ્હેન !

ચારુ બેશુધ્ધ પડી રહે છે. ડૉકટરને બોલાવી લાવવાનો વન્દન વિચાર કરે છે. એટલામાં દાદર પર અટકેલો અવાજ પાછો સમ્ભળાય છે.

હરિવદન ઉપર આવે છે. ત્હેનું મ્હોં પડી ગએલું સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

**વન્દનઃ** (શુષ્કતા જણાઇ આવે એવી રીતે) આવો.

મહામહેનતે વન્દન ચારુને જાગૃત કરે છે. ચારુ આંખ ખોલે છે. ભાનમાં હોય એમ

**ચારુઃ** ભાઈ !

એક જોસથી નિસાસો નાંખે છે.

**વન્દનઃ** બ્હેન ! આ મોસમ્બીનો રસ લેશો ?

ચારુની આંખમાંથી આંસુ ટપકે છે.

**વન્દનઃ** બહેન !

ચારુની આંખમાંથી નીતરેલાં આંસુ વન્દન લુંછે છે.

**ચારુઃ** ભાઇ ! આખરે તે પળ આવી. મ્હને શરમ આવે છે. છેવટે મેં મ્હારી ધીરજ ગુમાવી. હેં !

માથા પાછળના ભાગમાં બારીએ ઉભેલા હરિવદનથી એક ઉચ્છવાસ સ્હેજ જોરથી નંખાઈ જાય છે.

**ચારુઃ** કોણ છે એ ?

**હરિ૦ઃ** (ખાટલા પાસે આવી ગદ્‌ગદ્ કન્ઠે) મ્હારી ભૂલની હું માફી માગું તો ?

ચારુના શરીરમાં એક ઝણઝણાટી પ્રસરી વળે છે.

ખરેખર ! મેં ભયંકર ભૂલ કરી છે. એક ભૂલ કબૂલ કરી પ્રાયશ્ચિત કરૂં તો તું માફી ન આપે ?

ત્રણેના શ્વાસોચ્છવાસ જોરથી ચાલે છે. ચારુ આંખ મીંચી દે છે.

પડદો પડે છે.

## દ્રશ્ય ચોથું.

ત્રીજા માળની અગાશીએ ચારુ બેઠી છે. સુદિ સાતમનો ચન્દ્ર પોતાની ખીલતી કલાથી જગત પર શાન્તિ અને શીતળતાનું સામ્રાજ્ય સ્થાપી રહ્યો છે.

**ચારુ:** (એક મધુર પવનની લહરી આવતાં) અહાહા ! શો સુન્દર પવન છે ? પ્રભુની કલા અપાર છે. અહા ! જાણે હું મ્હારૂં સઘળું દુઃખ ભૂલી જાઉં છું. (કાંઈક યાદ આવતાં) સાચી વાત છે. દુઃખને દિલમાંજ ન ધાર્યું હોય તો ! જગત દુઃખ વિસરતાં શીખે તો સુખ શોધવા ક્યાંય ન જવું પડે. ( દૂર દૂર ક્ષિતિજ પર દ્રષ્ટિ નાંખતાં ) અહા ! કુદરત ! ! (ઉભી થઇ ફરતી ફરતી) જગત ? પ્રભુ ! એ તો ત્હારૂં સુન્દર ક્રિડાંગણ છે. પણ ત્યારે ત્હારા પુનિત ધામમાં આમ દુઃખ સર્જનાર કોણ ? આ ત્હારાં લીલાસ્થાન જેવાં સુકુમાર જગતમાં આ બધાં કુરૂપ કેમ જણાય છે ? આ અગમ આકાશ: ખુશનુમા પ્રભાત, તેજપૂંજ શો સૂર્ય, શીતળ અમૃતભર્યો ચન્દ્ર; આ હરિયાળી ભૂમિ: ફૂલફુલવતી વનસ્પતિ, રમ્ય સરિતા, ગમ્ભીર સમુદ્ર, અચળ પર્વત; આ બધી સુન્દર સુન્દર પ્રકૃતિમાં દુઃખ ને દર્દ જેવી વસ્તુ પેસવાજ કેમ પામી ? શું એ ત્હારી ભૂલનું પરિણામ છે ?

હરિવદન આવે છે. અગાશીમાં પેસતાં

હરિ૦: ચાલ હવે સૂઈ જા. નબળી પ્રકૃતિમાં શરદી ભરાઇ જશે.

ચારુ: (ફીક્કું હસતી) મ્હારામાં ? હં. ભડભડ બળતાં ભડકાંમાં શરદી ક્યાંથી ભરાવાની હતી ! જુઓ, આ શીતળ પવન ને મધુરી ચાંદની: એનાથી તો ઉલટું હૃદય શાન્ત પડે છે.

હરિવદન ચોંકે છે. ચારુ આમ સચોટ અસન્તોષ એને બતાવે એ યોગ્ય નથી લાગતું.

હરિ૦: (અગાશીની એક બાજુની ઓટલી પર બેસતો બેસતો) જો, તું ભયંકર માંદગીમાંથી કાલેજ ઉઠી છે. આજે તો હજી અહીં આવી. આજના જુવાનો આમ વિચાર કરી કરીનેજ લાગણીને ઉત્તેજે છે—ને પછી દુ:ખી થાય છે.

ચારુ: (તેજ ઓટલી પર સ્હામે સ્હેજ દૂર બેસતાં) પણ એમાં લાગણીને ઉત્તેજવા જેવું છેજ શું ? નર્યું સત્ય હોય ત્યાં ઉત્તેજવા જેવું કશું હોતુંજ નથી.

હરિવદનનું સ્વાભિમાન ઘવાય છે. માંદગીમાં સુકલકડી થઈ ગએલી દેખાતી ચારુની આંખમાંથી તેજના તણખા ઝરતા તે જુએ છે. કાંઇક ડરે છે.

હરિ૦: (અભિમાન જાગતાં મનમાં) આમ હું નિર્બળ બનતો કેમ જણાઉં છું ? શું મ્હારી સ્ત્રીથી મ્હારે ડરવાનું હોય ? (દાંતથી હોઠ કરડે છે) એનો રૉફ ઉતારવો પડશે. માંદી પડીને ઉઠી છે તે જરા લાડ વધ્યા હોય એમ લાગે છે.

ચારુ: કેમ શા વિચારમાં પડયા ? લાગણી ઉત્તેજાશે.

હરિવદનનાં રોમેરોમ ખડાં થઈ જાય છે. એને આજે આ સ્ત્રી અજબ જેવી લાગે છે. કોઇ દિવસ મુખમાંથી

જરા સરખોય અવાજ ન કાઢનાર આજે આમ તડ તડ પોતા આગળ બોલે એ એને અતિ અસહ્ય અને નિન્દ્ય લાગ્યું. ચારુનો આ ફેરફાર એને નવાઇ ઉપજાવવા લાગ્યો.

હરિ૦: (વાત બદલવા) કાંઇ નહિ. હું વિચારતો હતો કે ત્હારા વન્દનભાઈએ માંદગીમાં ત્હને ઠીક મદદ કીધી. એનો ઘણો આભાર વધ્યો છે.

ચારુ: હા. પણ એમાં આભાર માનવાની જરૂર નથી. વિશુદ્ધ સ્નેહ આગળ દુન્વયી વ્યવહાર—સભ્યતાની—જરૂર નથી હોતી.

ચારુ એક તીરછી ઝીણી આંખે હરિવદન તરફ જુએ છે.

હરિ૦: એટલે? દુન્યવી વ્યવહાર કેવો ને ત્હમારો વ્યવહાર કેવો?

ચારુ: એ બન્ને વ્યવહારમાં ઘણો ફેર છે. અને જગત જ્યાં સુધી સ્નેહની અમોઘતા નથી સ્હમજવાનું ત્યાં સુધી એ રહેશેજ.

હરિ૦: (જાણે કોઇ મહાન નવી શોધ સ્હમજાવતો હોય તેમ ધીમે અવાજે ગમ્ભીર રીતે) શુધ્ધ સ્નેહ, વિશુદ્ધ સ્નેહ, નિઃસ્વાર્થ સ્નેહ, અમોઘ સ્નેહ; આમ સ્નેહના અનેક ભાગ પાડી ત્હમે બધા ફક્ત સ્નેહની કિમ્મતજ વધાર્યો જાઓ છો. બાકી....

ચારુ: બાકી શું? કેમ અટકયા?

હરિ૦: બાકી દુનિયામાં સ્નેહ જેવી કોઈ વસ્તુજ નથી. અને હશે તો યે સ્વાર્થ વિના એનો જન્મ સમ્ભવતોજ નથી. સ્નેહમાં વળી શુધ્ધતા શી ને વિશુદ્ધતા શી? જગ-

તના વ્યવહારમાં જેને જેને એક બીજાની જરૂર હોય તે તે એક બીજા સાથે સમ્બન્ધ રાખે. અને ત્યાં સુધી તેઓ એક બીજાનાં કાર્યોમાં સહાનુભૂત રહી મદદ કરે. સિવાય સ્નેહની જુદી વ્યાખ્યા કે જરૂર બતાવવી એ કેવળ પાખન્ડ છે. આજના યુવાનો પ્રેમને નામે પાખન્ડ વધારવા સિવાય બીજું શું કરે છે?

હરિવદને આટલું કહી નાંખ્યું ને જીતપૂર્વક તે ચારુ સ્હામે જોવા લાગ્યા. ચારુ અનુત્તર રહે છે. પોતાની જીત થતી જણાતાં

કેમ ખરૂંને? શાન્ત ચિત્તે વિચાર કરતાં ત્હને પણ આ સત્ય નથી લાગતું?

ચારુ: (ઉત્સાહ સમાવી દે એવી ટાઢાશથી) મ્હને તો નથી લાગતું.

જીતતો લાગતો હરિવદન આ જવાબથી ગુંગળાય છે. અકળાઈ ઉઠે છે.

હરિ૦: શું? શું કહ્યું? આટલી નફ્ફટતા?

ચારુ: એમાં વળી નફ્ફટતા શી આવી? ત્હમે મ્હારો અભિપ્રાય માગ્યો તો મ્હને સત્ય લાગ્યો તેવો જવાબ આપ્યો.

હરિ૦: ત્યારે તું શું કહેવા માગે છે?

ચારુ: સ્નેહ એ કુદરતી લાગણી છે. મનુષ્યનાં કાર્યો કે બન્ધારણ સાથે એને કશો સમ્બન્ધ નથી હોતો.

હરિ૦: (ન સ્હમજાતાં જરા મોટા અવાજે) એટલે?

ચારુ: એટલે એમ કે ત્હમારા કહ્યા પ્રમાણે જો હોય તો તો મિલમાલેકો અને ત્હેના મજુરો વચ્ચે એક બીજાને

મદદનીસ નીવડવાની ભાવના હોવી જોઇએ. પણ વાસ્તવિક રીતે તેમ નથી હોતું. મજુરો શેઠ પાસે વધુ પગાર લેવા હડતાલ પાડવા સુધીની સ્થિતિએ જતાં અટકતા નથી અને શેઠીઆઓ હડતાલીઆઓને છૂંદી, કચરી પોતાની સત્તા ને પૈસા સાચવતાં અચકાતા નથી.

પોતાની આવી સચોટ હાર હરિવદન સહી નથી શકતો. એકે માર્ગ એનાં ધૂંધવાયલા મગજમાંથી ન જડતાં હૈયાનું હોઠે આવી જાય છે.

હરિ૦: ત્યારે તું ન શોભે એમ પર પુરુષો સાથે વર્તે એ સ્નેહની અમોઘતા? એજ ત્હારા સ્નેહની વિશુદ્ધ ભાવના ને?

ચારુ: (ચમકી, ઝીણી આંખે) ન શોભે એટલે? કઇ રીતે?

હરિ૦: સ્રીઓને પાળવાની મર્યાદા તું નથી ઉલંઘતી?

ચારુ: પણ મેં પહેલાંજ કહ્યું ને કે મનુષ્ય બન્ધારણ અને સ્નેહને કશી લેવા દેવા નથી.

હરિ૦: તે એમ સ્નેહ એટલે...

ચારુ: શું?

હરિ૦: એવા સ્નેહની જગતમાં જરૂર નથી કે જે સઘળી વ્યવસ્થા તોડીને દાખલ પડવા ઈચ્છતો હોય.

ચારુ: પણ સ્નેહ એ કુદરતી તત્ત્વ છે. જયારે મનુષ્ય બન્ધારણ કૃત્રિમ છે. કૃત્રિમતા કરતાં કુદરત ચઢવાનીજ. એ અનિવાર્યજ છે. એમાં પામર માનવીઓના કાયદા અને કાનુન નકામાં છે.

હરિ૦: ત્યારે ગમે ત્હેની સ્ત્રી ગમે ત્હેને ચાહી શકે. એમજ ને ?

ચારુ: અરે! પણ ચ્હાવું ન ચ્હાવું એ સ્ત્રી કે પુરુષ કોઇના હાથમાં નથી. જે કોઈ સ્વાર્થથી ખેંચાઇ સ્નેહ બાંધવા જશે તે પાછળજ પડવાનું. સ્નેહ બાંધવા જતાં બન્ધાતો નથી. સ્નેહ સ્વયંભૂ છે. પછી પરણેલાં સ્ત્રીપુરુષ હોય કે અપરણિત કુમાર કુમારિકા હોય. જેના દિલમાં સ્નેહપાત્ર જડાયું એ કદી ન ભૂસાવાનું. અને હું તો કહું કે તે સ્નેહીને પામવા તેણે નથી દુનિયાની નિન્દાની પરવા કરવાની કે નથી સમાજના કાયદાની દરકાર કરવાની. જગતની દરકાર જેણે જીતી તેણે સર્વ જીત્યું. દુનિયાનું દુઃખ પછી ત્હેની પાસે આવી શકતું નથી. આ સત્ય મ્હને બહુ મોડું પણ સ્હમજાયું છે.

હરિ૦: ત્યારે સમાજના કાયદા શા માટે કરેલા ?

ચારુ: ઘણે ભાગે તો અમુક પુરુષોએ પોતાની સત્તા ઝમાવવાને ખાતરજ. અને થોડી ઘણી નીતિની ગન્ધ એમાં હશે તો યે નીતિની વ્યાખ્યા આ કાયદા ઘડનારના જમાનામાં જુદી હશે.

હરિ૦: ત્હારા કહેવા પ્રમાણે તો બે વ્યક્તિને સ્નેહ જન્મતાં ગમે તે સંજોગોમાં હોય તો યે તે લગ્ન કરી શકે. ખરૂં ને ?

ચારુ: એમાં પાપ છે એમ હું નથીજ માનતી.

હરિવદનને કમકમાં આવે છે. ચારુ એ સ્થિતિ પારખે છે.

હરિ૦: આપણા ધર્મમાં એમ કહેલું છે કે....

ચારુ: (વચમાંજ) ધર્મના વાડા નકામાં છે. ધર્મ-પન્થના સંગઠ્ઠનને હું માનતી નથી. અમુક માણુસો નક્કી કરે કે આમ આમ વર્તવું અને ત્હેને ધર્મનું નામ આપી કહેવું કે આ ધર્મ પાળ! એમ ધર્મ ન પળાય. ધર્મ કુદરતદત્ત છે. માનવીઓના નિયમો અને પેટા નિયમોથી લદાએલો ધર્મ ધર્મ નથી. ધર્મ વ્યક્તિગતજ હોવો જોઈએ. સ્વતન્ત્ર વિચારશ્રેણીથી જેને જે ભાવના સાચ્ચી લાગી તે પ્રમાણે તે વર્તે; એજ સાચ્ચો ધર્મ.

હરિ૦: ત્યારે તો દુનિયાનું અસ્તિત્ત્વજ ન ટકે. જગત એકાર અને વર્ણસંકર થઈ જાય. અને...

ચારુ: (માથું ધૂણાવતી) દુનિયાને ટકાવવી કે મારી નાંખવી મનુષ્યોના હાથમાં નથી. જગત જ્યાં છે ત્યાંનું ત્યાંજ છે. અને ત્યાંજ રહેવાનું છે. ઇશ્વરની કલામાં કોઈ માનવી માથું મારી શકે એમજ નથી. પણ આટલું તો સ્પષ્ટજ છે કે સ્રીપુરુષને જેટલાં અળગાં રાખવામાં આવશે તેટલો એકબીજાને મોહ વધવાનોજ છે. આ બધી વસ્તુ ત્હમારી લાગણીની બહાર છે.

હરિ૦: ત્યારે આપણા જીવનમાં મેળ ક્યાં બેસવાનો.

ચારુ: એક ઉપાય છે. ત્હમારી ભાવના પ્રમાણે ત્હમે વર્તો અને મ્હારી ભાવના પ્રમાણે હું વર્તું. વ્યક્તિગત ધર્મને આપણે મૂર્ત સ્વરૂપ આપીએ તો આપણાં જીવનમાં હજી સુખને સ્થાન છે.

હરિ૦: મ્હારી ભાવના તો મ્હને યોગ્ય લાગે છે અને તે પ્રમાણે હું ચાલીશ. પણ ત્હારી ભાવના અધમ માર્ગે દોરાએલી છે. હું એ નરી આંખે કેમ જોઇ શકું ?

ચારુ: (ઠન્ડે કલેજે) તો ત્હમે ત્હમારે રસ્તે અને હું મ્હારે રસ્તે.

હરિ૦: (સચોંક) તે કેવી રીતે ?

ચારુ: મ્હને એકલાં જીવનન્હાવ હાંકતાં આવડે છે.

એક સચોટ નજર હરિવદન ઉપર નાંખે છે. અકળાયલો, ધૂંધવાયલો હરિવદન અવાક બને છે. એટલામાં નીચેથી "દીકરા" ની બૂમ સાંભળતાં તે જાય છે.

મહાવિચારમાં બેઠેલી ચારુ ક્ષિતિજમાં અદ્રશ્ય થતા જતા ચન્દ્ર સ્હામે મીટ માંડી રહે છે. એનો આત્મા પણ ત્હેની સાથે ચાલ્યો જતો હોય તેમ ચારુ શબવત્ બની જાય છે. થોડીવારે જાગૃત થયા બાદ

અહા ! ચન્દ્ર જતો રહ્યો. સુન્દર પ્રકૃતિ એક ચન્દ્ર વગર કેટલી કદરૂપી અને બિહામણી થઇ ગઈ છે—એક ચન્દ્ર વગર જગત પર કેવું અન્ધારપટ પથરાઇ ગયું !

ખેંચાતી હોય તેમ દેખાય છે. લાંબો નિ:શ્વાસ નાંખી

મ્હારૂં જીવન પણ સદા આવા અન્ધારપટના આવરણથી છવાએલું જ રહેવાનું હશે ?

ઓસરી પર ઢળી પડે છે.

પડદો પડે છે.



| દોલતરાય રતનજી. | ગોવિન્દજી ડાહ્યાભાઈ. | મણિલાલ ડાહ્યાભાઈ. |
|---|---|---|
| અનાવિલ પોકારના માનદ તંત્રી. | અનાવિલ પોકારના પ્રકાશક. | અનાવિલ પોકારના માનદ તંત્રી. |

# ઉપોદ્‌ઘાત.

ભાઇ વસન્ત નાયકના આ સંગ્રહની ગુજરાતી પ્રજાને ઓળખ આપતાં મ્હને આનંદ થાય છે.

સાહિત્ય–ખાસ કરી સર્જનાત્મક સાહિત્ય પ્રજાના જીવનનું પ્રતિબિંબ હોય છે એટલુંજ નહિ પણ પ્રજાજીવનના ઘડતરમાં તે એક ઉપયોગી હથિયાર છે. સાહિત્યકોએ બંડો કરાવ્યાં છે, રાજ્યો ઉથલાવ્યાં છે, સમાજો છિન્નભિન્ન કરી છે, ને નવી સમાજો રચી છે; તેમણે જોતજોતામાં પ્રજામાનસનો પલટો કરાવ્યો છે, હાર્યાંને ઉઠાડયાં છે ને ગર્વિષ્ઠોનો ગર્વ મોડયો છે.

સાહિત્યકારે નિર્માલ્ય પ્રજામાં જ્વાલા જગાડી છે, પુરાણા ધર્મોનો નાશ કર્યો છે ને અનેક મૂલ્યપરિવર્તન કર્યાં–કરાવ્યાં છે, અને પ્રત્યેક ક્રાંતિનું ખાતમુહૂર્ત સાહિત્યકારોએ કર્યું હોય છે. આમ સાહિત્યકનું કાર્ય પ્રજાના ઇતિહાસસર્જન માટે જવાબદાર છે. પ્રજાની પ્રગતિ કેમ અને કેવી થાય છે તેના માપનું ધોરણ સાહિત્યકારોની ભાવના અને સિદ્ધિ ઉપર છે. આ દૃષ્ટિએ આજના ગુજરાતી સાહિત્ય તરફ નજર કરીએ છિયે ત્યારે નિરાશા ઉત્પન્ન થાય છે એમ સખેદ સ્વીકારવું પડે છે. આજના સાહિત્યમાં જીવન નથી: એમાં સ્વાતંત્ર્યની ધગશ નથી, જીવન કે પુસ્તકોનો અભ્યાસ નથી, જોમ નથી, ઉત્સાહ નથી, વિશાળતા નથી, ગહનતા નથી. આજનું જીવન જેમ ઉપરચોટિયા થઇ ગયું છે તેવું આજનું સાહિત્ય છે. દર પ્રભાતે સેંકડો પુસ્તકો પ્રકટ થાય છે પણ એક એવું પુસ્તક દેખાતું નથી જેમાં આજના સામાજીક, રાજકીય કે ઇતર પ્રશ્નોના વિવિધ કોયડાઓની આછી પાતળી પણ રૂપરેખ દોરવાનો પ્રયત્ન થયો હોય. એકકે પુસ્તક એવું જણાતું નથી જેના વાચને વાચકને જીવનની ઉકેલ ઉકલવામાં કોઇ પણ પ્રકારની મદદ મળે; કે નવું દૃષ્ટિબિંદુ જડે, આશ્વાસન પ્રાપ્ત થાય કે વિચારશક્તિ જાગ્રત થાય.

મુખ્યત્વે આજનું સાહિત્ય મોળું અને ઉપરચોટિયું છે. આજના જીવનમાં જે ધડમથલ, જે દોડાદોડ, જે અશાંતિ દેખાય છે તેનું પ્રતિબિંબ એમાં જડે છે. વાચકને ઘડી–બે ઘડી વિનોદ આપવો એ આજના સાહિત્યકનો હેતુ હોય એમ લાગી આવે છે અને એ પણ ખરૂં છે કે વિનોદાત્મક શિવાયના કોઇ પણ સાહિત્ય માટે પ્રજાને સમય કે કદર નથી. આજના પરાધીન, મર્યા જેવા, નિરાધાર ગુજરાતને સજીવન કરવા, એના પ્રજાજીવનમાં જે અસહ્ય શિથિલતા ને નિશ્ચેતનતા ઘર કરી બેઠી છે તે દૂર કરવા જે જ્વલંત, ઉત્સાહપૂર્ણ, અભ્યાસપૂર્ણ જોમવંતા સાહિત્યની અગત્ય છે તેનો આરંભ પણ થયો નથી એમ સ્વીકારવું જોઇએ. ગયા જમાનાના સાહિત્ય સાથે આજના સાહિત્યને સરખાવતાં એમ પણ લાગી આવે છે કે આજનું સાહિત્ય કુંઠભંડોળ અને આજના લેખકોની કલ્પના અને ગતિ સત્વહીન થતી જાય છે.

આ સંજોગો અને વસ્તુસ્થિતિમાં ભાઈ વસન્ત નાયકનું આ પુસ્તક આવકારદાયક છે. એ વાંચતાં વાર સ્વ. રણજીતરામની વાર્તાઓનું સ્મરણ થાય છે. બેઉનું ધ્યેય સમાજને વધારે સ્વતંત્ર અને વધારે સંસ્કારી બનાવવાનું છે; બેઉનાં પાત્રો ઉતાવળિયાં, ઉત્સાહી, અવ્યવહારૂ જુવાનો છે; બેઉને સ્વાતંત્ર્યની ધગશ છે; બેઉ સ્વમાની ગુજરાતણના ભક્ત છે અને બેઉની કલા અપકવ પણ સચોટ છે અને સ્વતંત્ર નવીન, અને આદર્શ સ્ત્રી અને સંસારની બેઉની કલ્પનામાં સામ્ય છે.

આ સંગ્રહમાં વાર્તાઓ અને નાટકો છે. વાર્તાઓમાં મુખ્યત્વે 'રોમાન્ટીક' છાયા છે. એનાં પાત્રો અવ્યહવારૂ, આદર્શો ઢૂંઢનારા, કલ્પનાના વિહારી છે. "દરરોજ સુન્દરમાં સુન્દર બે ફૂલો પ્રથમ પોતે લેવાની સરતે" "કુસુમની કિમ્મત"ની નાયિકા ઈન્દુ રાવસાહેબની નોકરી કરે છે, એ આ કથનનું દૃષ્ટાંત છે. આજના જડવાદના યુગમાં જ્યારે રસિકતા અને કળાએ જીવનમાંથી ફારગતિ લેવા માંડી છે ત્યારે આવાં આકાશની વાદળી જેવાં સુન્દર અને ઉર્ધ્વગામી ચિત્રો હૃદય તથા મનને સુન્દર અને ઓજસ્વી રાખવા આવશ્યક છે. Realistic સાહિત્ય અઘરૂં છે એ ખરું પણ Romantic સાહિત્ય વધારે સુન્દર અને અગત્યનું છે. એને લીધે આજની વસ્તુસ્થિતિથી આપણે ઉંચે ચઢી શકીએ છિયે અને એને લીધેજ આપણી કોમળતા અને રસિકતા પોષણ પામી રહે છે. બાકી તો દુનિયાંના વહેવારમાં મન અને હૃદય એવાં કડવાં

અને જડ થઇ જાય છે કે પાંચ-દશ વર્ષના દુનિયાના અનુભવે જગતમાં કૈં પણ સૌન્દર્ય અને મૃદુતા છે એવી માન્યતા પણ જતી રહે છે.

આ સંગ્રહની વાર્તાઓનો મુખ્ય હેતુ જગતના અન્યાયે નિર્દોષ અને ઉચ્ચ આત્માઓ કેવાં નિરર્થક દુઃખ પામે છે તે દાખવવાનો છે. આ હેતુ સાધવા માટે લેખકે પાત્રો બહુધા ગરીબ વર્ગમાંથી પસંદ કર્યાં છે. એક ભીખારણ છે, બીજો પૂજારી છે, ત્રીજી બગીચાની દેખરેખ રાખનારી છે. ગુજરાતી સાહિત્યમાં જાણીતા થયલા ભાઇ ધૂમકેતુની વાર્તાઓનાં પાત્રો પણ ઘણું ખરૂં આજ કોટિનાં છે. આ બેઉ સામે મારો વાંધો એજ છે કે આ પ્રકારની દરેક વાર્તામાં આવાંજ પાત્રો પસંદ થતાં હોવાથી સામાન્ય માન્યતા એવી ઉપસ્થિત થાય છે કે જગતમાં આ લોકજ અન્યાય પામે છે: પરન્તુ ખરી વસ્તુસ્થિતિ એવી નથી. જગત કોઇને છોડતું નથી. ગોવાળ કે ભીખારી એક રીતે, તો આપણે સૌ બીજી રીતે અનેક જાતના અન્યાય સહન કરીએ છિયે. તે ઉપરાંત જગતના અન્યાયના ઉદાહરણરૂપ કેવળ ગરીબોને થતા અન્યાયને આલેખવાથી વૈવિધ્ય આવતું નથી અને કલાની ક્ષતિ થાય છે. કોઇ એક વાર્તામાં ખેડૂત, મજૂર કે ભીખારીનું નામ આવતાં વાચક સમજી જાય છે કે એ બીચારાને કાંઇક આર્થિક આપત્તિ આવી પડવાની. આને લીધે રસ ભંગ થાય છે.

રા. ધુમકેતુના નામના ઉલ્લેખથી એમની વાર્તાઓને આ વાર્ત્તાઓ જોડે સરખાવવાનું મન થાય છે. રા. ધૂમકેતુને વાર્તાની હથોટી સારી આવી ગઇ છે. એમની શૈલિ વધારે પરિપક્વ છે. પરન્તુ આ વાર્તાઓ વધારે સહજ અને નિખાલસ લાગે છે. ધૂમકેતુની વાર્તાઓની લગભગ લીટીએ લીટીએ બોધ આપનાર-જાણે ભાષણો આપનાર લેખક દેખા દે છે એ અસહ્ય દોષ આ વાર્તાઓમાં નથી અને તેથી "ટૂંકી વાર્તા" તરીકેનું કલાવિધાન એટલે અંશે વધારે સફળ છે. તેવું પાત્રાલેખન ધૂમકેતુના જેટલું સુઘટ્ટ લાગતું નથી. હેતુ અને આદર્શમાં રાંક અને નિર્ધન જગતના દેવત્વ અને સૌન્દર્ય દાખવવામાં બેઉ લગભગ હરોળે બેસે છે; અને એમની કલાના વર્તુલમાં પણ બેઉ લેખકોના વચ્ચે સામ્ય જણાય છે. બેઉ કલા અને સૌન્દર્યના ભક્ત છે. રસની જમાવટ પણ બેઉની સરખી લાગે છે અને બેઉ

લેખકોની ભવિષ્યની કૃતિઓ વિશે સારી આશા ઉત્પન્ન થાય છે. પણ "ઓ મ્હારા જીગર" જેવા અશિષ્ટ પ્રયોગો ભાઇ વસન્તની શૈલિમાં કવચિત દેખા દે છે તે ઈચ્છવાજોગ નથી. બીજી રીતે આખા પુસ્તકમાં સુન્દર વિચારો, આકર્ષક પ્રસંગો, ચમત્કૃતિભરી રચનાઓ વારંવાર જડે છે. સૈલિ સરળ, સચોટ અને ભાવવાહી છે, કલ્પના હૃદયંગમ છે અને કળાવિધાન સુન્દર છે. દુનિયાંના અનુભવ અને માનસ શાસ્ત્રના અભ્યાસની ઉણપ કોઈકવાર લાગે છે બાકી બીજી બધી રીતે શૈલી અને કળા ઉદ્દાત છે, રસનું વહેણ અવિરત વહ્યે જાય છે એ આ વાર્તાઓનો પ્રધાન ગુણ છે.

પણ વાર્તાઓ કરતાંયે નાટકો મને વધારે આકર્ષક લાગે છે. નાટકોનો મુખ્ય ધ્વનિ વ્યક્તિસ્વાતંત્ર્ય અને પ્રણાલિકાભંગ છે. એની યુવાન સુન્દરીઓ ઘરડાંઓનું હૃદય બંધ થઇ જાય એવી વાતો અને આચરણ કરે છે. ખરું કે ખોટું જોવાની તેમને તમા નથી. આ નવીન જગતમાં તર્કને અવકાશ નથી, સૈકાઓના અનુભવને તિલાંજલિ મળે છે, શાસ્ત્રોની અવગણના થાય છે, જ્ઞાતિઓ ને રૂઢિઓ તુટે છે, સમાજમાં બંડ થાય છે, પતિ પદચ્યુત થાય છે, સ્નેહની સ્થાપના થાય છે, સ્ત્રી સ્વતંત્ર બને છે અને એમાં આદર્શપ્રાપ્તિ થતી હોય એમ માની લેવાય છે. ગુજરાતમાં આ ક્રાન્તિનો યુગ છે. ક્રાન્તિવાદનો હિમાયતી ઝીણવટથી જોઈ શકતો નથી. એમ કરવા જાય તો ક્રાન્તિ થઇ શકતી નથી એ પણ ખરું છે. એનું તો એકજ લક્ષ્ય હોય છે અને ગમે તેના ભોગે તેની સિદ્ધિ અર્થે તે પ્રયત્ન કરે છે. એમાં અનેક નિર્દોષોનો ભોગ લેવાય છે, અનેક સુન્દર વસ્તુઓ નાશ પામે છે; યુગોની મહેનત છુટી પડે છે પણ એ બધું જોવાની ક્રાન્તિવાદીને નવરાશ કે ફીકર હોતી નથી. આમ છે એટલે આ નાટકોમાં જે વિષયોનો ઉલ્લેખ થયો છે તેની ચર્ચા કરવી નિરર્થક છે. ગુજરાતમાં અત્યારે બંડનો વા વાયો છે. આજના જુવાનને સૌ કાંઇ રસાતાળ કરવું છે, સમાજના ગણ્યા ગાંઠયા દોષો ખાતર સમસ્ત સમાજને છિન્નભિન્ન કરવી છે. અને એની વાત પણ સાચી છે. ત્યાં લગી સમાજ સુધરવાની પણ નથી. એકવાર આજની સમાજ નિર્મૂળ થશે ત્યારેજ એના ખંડિયેર–debris માંથી નવીન સમાજ જન્મ પામશે અને ત્યારેજ પુરાણા ચિલાઓ ભૂંસાશે એમ લાગે છે. એ ખરું છે કે ફરીવાર આપણે એવીજ સમાજ રચવી પડશે ને ફરીવાર સૌને વર્ણુ-

અમોની અગત્ય લાગવા માંડશે. સારામાં સારા લડવૈયાઓ ઉત્પન્ન કરવા સંસ્કૃતિશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર અને સંતતિશાસ્ત્રના પંડિતો જે પુરુષ કે સ્ત્રીની રગોમાં સિસોદીઆનું ટીપું પણ લોહી હશે તેની શોધ કરવા માંડશે ને ફરીવાર ક્ષત્રીય જ્ઞાતિ ઉત્પન્ન કરાવશે. સારામાં સારા આચાર્યો માટે બ્રાહ્મણો સરજાશે–સમયનું ચક્ર વધુ ફરશે ત્યારે વળી એકવાર સ્ત્રી સરખા હક્ક કરતાં વધારે પૂજાની અધિકારી છે એ સંસ્કૃતિનું ધોરણ ગણાશે–એ બધું ખરૂં છતાં અત્યારે તો એક બાજૂએ આજનો યુવાન એ કાંઈ સાંભળતો, વિચારતો નથી ને બીજી બાજૂએ સમાજ સડેલી, Conservative–Unadaptive, બુદ્ધિશૂન્ય, મૂઢ, અને જડ થઈ છે કે ભૂકે શિવાય આરોજ નથી, અને આજની સમાજની રખ્યામાંથીજ નવી જીવન્ત સમાજ સરજી શકાય એવું લાગી આવે છે. માત્ર દુ:ખ એટલુંજ થાય છે કે આજની સમાજના દુરાગ્રહના પરિણામે આટઆટલા યુગોનાં અનુભવ ને સંસ્કૃતિ એળે જવાનાં અને પાછાં ફરી ફરીને આપણે ત્યાંને ત્યાં આવી રહેવનુ ! પણ વિધિની લીલા આગળ માણસની પામરતા સ્વીકારવી પડે છે.

ગુજરાતમાં સામાજીક બંડની તૈયારીઓ થઈ રહી છે. જૂના વાડાઓ તુટયા છે. આમન્યા અને મર્યાદાનો ભંગ થઇ રહ્યો છે. જ્ઞાતિની સાંકળો સરી જવા માંડી છે વિધવાઓએ પૂછીને કે વગર પૂછીને પરણવા માંડયું છે અને ગુજરાત તે તરફ આખમિચામણાં કરતું તેણે હવે પરણનાર દંપતીને અભિનંદન આપવા માંડયા છે. આમ સામાજીક બંડની સામગ્રિઓ તૈયાર છે. કઈ ઘડીએ આ પુરાણી સમાજ છિન્નભિન્ન થઇ નહિ જાય એ પ્રશ્ન બધે બંડના આહ્‌વાહનો સંભળાય છે.

આ સામાજીક બંડ તરફ આ નાટકો નિર્દેશ કરે છે. આજનું યુવાન ગુજરાત તેનો સારો સત્કાર કરશે એવી આશા છે.

છેવટે ભાઇ વસન્તની કલા વિકાસ પામી ગુજરાતી સાહિત્યને વધારે સમૃદ્ધ કરવામા મદદરૂપ થાય એવી આશા રાખું છું.

'સુદર્શન' ઓફીસ.
સુરત.
તા. ૨૫ ૧૨ ૧૯૨૮

બટુભાઈ લાલભાઈ ઉમરવાડિયા.

જો તમારે સારામાં સારા અપટુડેટ ફેશનના પુસ્તકો બેહદ સસ્તા ભાવે ખરીદવા હોય તો જરૂર એકવાર લખો.

# તૈયાર છે! આજેજ મંગાવો! તૈયાર છે!

| | |
|---|---|
| વિનાશીની વામા યાને રામરાજાનો સર્વનાશ | રૂ આ.પા |
| નવ સુંદર ચિત્રો સાથે ઐતિહાસિક નવલકથા | ૨–૦–૦ |
| ચોકટનો એક્કો યાને તેર પાનાની કેટ | |
| ડીટેકટીવ સચિત્ર વાર્તા | ૦–૮–૦ |
| લાલનો એક્કો યાને વીર લુટારૂ | |
| ડીટેકટીવ સચિત્ર વાર્તા | ૦–૮–૦ |
| અઠંગ ઉઠાઉગીર (ચાલાક ચોર) | ૦–૧૨–૦ |
| ખૂની કોણ? | ૦–૮–૦ |
| રાજા ભરથરી સુંદર ૧૨ ચિત્રો સાથે ગ્લેઝ કાગળ | ૦–૮–૦ |
| મોતીની માળા (ડીટેકટીવ સચિત્ર વાર્તા) | ૦–૮–૦ |
| શયતાની લીલા ,, | ૦–૮–૦ |
| શયતાની સંસાર ,, | ૦–૮–૦ |
| પૃથ્વીરાજ ચૌહાણ (સંગીતમાં) | ૦–૮–૦ |
| અરમાનુસા યાને હુરે મીસર ભા. ૧ | ૦–૮–૦ |
| ,, ,, ભા. ૨ | ૦–૧૨–૦ |
| કુલ્લીનો એક્કો (ડીટેકટીવ સચિત્ર વાર્તા) | ૦–૮–૦ |
| સોનેરી જાળ ,, | ૦–૮–૦ |
| ભયંકર ભામીની ,, | ૦–૮–૦ |

અમારે ત્યાં તમામ જાતનાં પુસ્તકો બેહદ સસ્તા ભાવે મળી શકશે. વધુ માટે અમારાં મોટાં સુચીપત્રો એકવાર મફત મંગાવી ખાત્રી કરો. મળવાનું ઠેકાણું:—

"શ્રી પ્રાણજીવન પુસ્તકાલય," ટાવર રોડ–સુરત.

સુરતની પ્રજામાં એકી અવાજે વખણાયેલું } "શ્રી પ્રાણજીવન પુસ્તકાલય," ટાવર રોડ–સુરત. { સસ્તામાં સસ્તું પુસ્તકાલય.

## એકજ દુકાન

કારખાનાવાળાઓને માટે એકજ દુકાન સારી, સસ્તી ને સગવડવાળી છે એ વાત આજે તો કોણ નથી જાણતું?

### એ દેખીતુંજ છે

જ્યારે કોઇ પણ જાતની મશીનરી, નવી કે સેકન્ડહેન્ડ, અથવા મશીનરીને લગતા છુટા ભાગો, સ્પેર પાર્ટસ, પટા બેલ્ટીંગ, ચક્કરો કંઇપણ જોઇએ તો એકવાર

## દેશાઈ બ્રધર્સ એન્ડ કુંપની

### સ્ટેશન રોડ, સુર્યપ્રકાશ થીયેટર—સુરત.

ને ત્યાં ડોકીયું કર્યા પછીજ ખરીદ કરવામાં કંઇને કંઇ લાભ થયા વિના રહેતો નથી ખેડુતોને માટે વલસાડવાળા છોટુભાઇના રહેંટ તેમજ જર્મન રહેંટ પણ તેઓ રાખે છે અને દરેક જાતના ઈન્જીનો તેમજ યંત્રો માટેનાં

### લુબ્રીકેટીંગ તેલો

પણ તેઓ સસ્તા દરથી પૂરા પાડે છે.

**કોઇ પણ ખરીદી એમને ત્યાં પૂછપરછ કર્યા શિવાય નજ કરશો.**

આ ઉપરાંત વાર્ડ્સ મશીન પોલીસરના રબર તથા જાળી હંમેશાં મળી શકશે.